રૂપૈઆ લેતા હતા ને મરેઠાના મુલકમાં એવી રીતે ચાલે છે. વળી સરકારનું પણ પાંશરૂં નહીં કે જે માહાલ જેહેને ઈજારે આપ્યો તે માહાલ તે ઇજારદારના તાબામાં વીસ પચીસ વરસ રહે કે જેથી કરીને દેશમાં ઉપજ વધારી પોતાના ઇજારામાં ભરેલા રૂપૈઆ વીગેરે વસુલ કરી લેવાની નવરાશ મળી શકે. પણ સરકારનો દસ્તુર હેવો પડીઓ હતો ને હાલ પણ છે કે હરેક મહાલ એક ધણીને કાંઇક રૂપૈઆ માટે ઈજારે આપ્યો ને હેવામાં પાંચ સાત દહાડામાં અથવા વરસ બે વરસમાં કોઇ વધારે રૂપૈઆ આપનાર મળ્યો તો તેહેની સાથે બંદોબસ્ત કરી તેને ઇજારે આપવો. આ ઉપરથી ઇજારદારના મનમાં એહેવું રહેતું ને રહે છે કે "ઘડીમાં આપણો ઇજારો છે ને ઘડીમાં નથી માટે ખાધું તે આપણા બાપનું એહેવું ધારીને જેટલો જુલમ થાય એટલો કરી, વેરો નાંખી તથા દંડીને રૂપૈઆ લેતા તથા લે છે. શહેરમાં કાંઇ ભાગ્યુંતુટું સોચ કરાવતા નહિ તથા શહેરના લોકોને સુખ થાએ તેવું કરતા નહી તથા કરતા નથી. પણ એક વાત હતી કે "લાવ રૂપૈઆ લાવ રૂપૈઆ."*

આ ઇજારદાર ન્યાયાધિશ તરીકે પણ કામ કરતો; એમાં પણ તે પોતાનો સ્વાર્થ સાધતો હતો. જેના પક્ષમાં તે ચુકાદો આપતો, તેની પાસેથી તે ચોથાઇની રકમ લેતો, તેમ તે એક સ્થળે રહેતો નહિ એટલે તેના વતી તેનો કલાર્ક કામ કરતો. એ ઈજારદારો લાંચ રૂસ્વતને તેઓ પોતાનો, જાણે કે, હક્ક હોય એમ ગણતા. એ લાંચ રૂસ્વતની બદીનો અંગ્રેજી એલચીઓએ પણ ઉલ્લેખ કરેલો છે.

અને એ રૂસ્વત કેવી સિફતથી તેઓ કઢાવતા તેની વિગતો શ્રીયુત મગનલાલે નોંધી છેઃ

એ રાજ્યમાં હેવું ચાલતું હતું કે "એક જણ જઇને કોઈને બેસારી આવે તો બીજો જઇને તેહેને ઉઠાડી આવે ને કદી બીજો બેસારી આવે તો એક ઉઠાડી આવે." આ ઉપર લગીર લાંબો વીચાર જે કરશે તેહેને માલુમ પડી આવશે કે સરસુબાને ઘણાંકના ઓહો રાખવાં પડતાં હતાં કેમકે જો હેવું ન કરે તો ભક્ષ કોણ આંણી આપે? વળી એક તરફનો લાંચ આપે તેહેને ઉઠાડીને અથવા કાંઈ ઘરબાર ચણુવાનો હોઈ તો ચણવાની રજા આપીને સામાવળીઆને બેસારે ને જાહરે તે

---

* મગનલાલ કૃત અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૧૬૩-૬૪.
જુઓ સેનકૃત "મરાઠાઓનો રાજ્યવહિવટ." પૃ. ૨૨૫.

લાંચ આપે ત્યારે તેહેને ઊઠાડી પેલી ઇમારત પાડી નાંખવાનો હુકમ કરે તથા પેહેલ વેહેલો જેને બેસારો હોય તેને ફરી બેસારે. હેવી રીતે ગાયકવાડ પેશ્વાના સરસુબાની વખતમાં ચાલતું હતું ને એક વાડો હેવી રીતે થયો છે તેથી એને "સોના રૂપાની ઇટનો વાડો" કેહે છે."+

આ બધી વિગતો પરથી એટલું સ્પષ્ટ થશે કે પ્રજાને રંજાડનારી અને તેમનું લોહી ચૂસી લેનારી, જળોના જેવી આ ઇજારાપદ્ધતિ હતી.

જેમ એ ઈજારદાર પ્રજાને ત્રાસ આપતો અને કનડતો તેમ રાજ્યના અધિકારીઓ પણ જો તે ઇજારાનું નાણું વખતસર નહિ મળતું અથવા તે આપતો નહિ તો તેના પર પણ જુલમ કરવામાં કચાસ રહેતી નહોતી; એવો એક દાખલો "સૌરાષ્ટ્રનો ઇતિહાસ" એ પુસ્તકના લેખક ભગવાનલાલ સંપતરામે, જેમના આત્મવૃત્તાંતમાં આપ્યો છે તે ઉતારીને આ પ્રકરણ પૂરું કરીશું.

"મારા પિતા સંપતરામ સ્ટેટોના ગામોના ઇજારા રાખતા, અને તે સાથે પરચુરણ નોકરી પણ કરતા. ઇજારામાં નવાબશ્રીનું દેવું થવાથી નવાબ સાહેબ અહમદખાનજીના રાજ્યમાં અને દિવાન અનંતજી અમરચંદના કારભારમાં દેવું પતાવવા માટે સંપતરામ ઉપર ઘણો જુલમ થતો. હમેશાં મોસલો કાઢતા, ચોકીમાં બેસાડતા, તેથી જુનાગઢથી નાશી પોલિટિકલ એજંટની સવારીમાં વસતા. એક વખત જુનાગઢની હદમાં ટીંબડી મુકામે લેંગ સાહેબની સવારી હતી. તે વખતે અનંતજીના માણસોએ પકડી પોતાના ઉતારામાં ચોકીમાં બેસાડયા, એવા વિચારથી કે રાતે જુનાગઢ લેઇ જવું. તે વખત દયાશંકર-રાવજી જે તેમના ભાણેજ થાય તે મામાની ભાળ કાઢવા ટીંબડી આવેલ, તેને ખબર થતાં લેંગ સાહેબ આગળ જઈ ફરીઆદ કરી કે આપના કેમ્પમાંથી અમારા મામાને પકડી જાય છે. લેંગ સાહેબે અનંતજીને બોલાવી સંપતરામને છૂટા કરાવ્યા. પછી અનંતજીએ સંપતરામના જામીન જમાદાર સાલે ઉપર તાકીદ કરી. એટલે જામીને તેડાવ્યાથી એ ત્યાં દોઢ બે મહિના ચોકીમાં રહ્યા. ત્યાં માંદા પડતા ઘેર આવવાની રજા મળી. ઘેર આવ્યા પછી છ માસ બાદ મરણ પામ્યા. દહાડો ગયા પછી ચૌદમે દહાડે સંપતરામને ઘેર કઢી કરી કુટુંબ કબીલાને બહાર કાઢ્યાં. તે વખતે તેઓની પાસે એક પૈ પણ ખાવા

+ જુઓ મગનલાલ કૃત 'અમદાવાદનો ઇતિહાસ', પૃ. ૧૧૯, ૧૨૦

ન હતી, અને જે કાંઇ વાસણ કૂસણ તે પણ જપતીમાં હતાં. તેથી સગાં વહાલાંનાં વાસણો લઇ ઓશરીમાં આડો ખાટલો મુકી રાંધતાં. તે વખત અમે છોકરાંઓ મામી ફૂઇને ત્યાં જમી આવતાં. અમારી મા હરખ એકલાં રાંધી ખાતાં. આ વખતે અમારા કાકા મૂળશંકર જગજીવન અને એમના ભાણેજ અમારી ફૂઇ કેસરના પુત્ર દયાશંકર શવજી, જૂનાગઢના પારેખ ગોકળદાસ વેલજીની સાથે કાપડના વેપારમાં સૈયારો ધંધો કરતા તેથી આબરૂસર નિર્વાહ ચલાવતા. દયાશંકરે લેંગ સાહેબને ત્યાં ફરિયાદ કરી, તે દ્વેષથી અનંતજી દિવાને મૂળશંકર તથા દયાશંકરને ઘેર તેડાવી હુકમ કર્યો કે તમારે ત્યાં સરકારી ગાડાં કાલે હાજર થશે, તેમાં તમારાં ઉચાળા ભરી જૂનાગઢની હદ મૂકી ચાલ્યા જવું. તે વખતે મૂળશંકરે કહ્યું કે "દયા કરો", ત્યારે દિવાન કહે કે "મારી છાતી તો છીપરા જેવી છે." જેથી જુદી જુદી વગો લગાડી મહા મુશીબતે તે હુકમ રદ કરાવ્યો. મારા પિતા અને બેય કાકા ગંદ્રફવાડામાં મારાં દાદી જીવણબાઇના ખરીદ કરેલા મોસાળના ઘરમાં રહેતા, પણ મારા પિતા ઉપર નવાબની જપતી થવાથી, તેવુંજ પોતા પર વીતે તે ડરથી મૂળશંકર જૂદા રહ્યા. તો પણ આ સંકટના વખતમાં પોતાના ઘેરથી હંમેશાં સીધું . પહોંચાડતા ને શાક-પાન હમેશાં બજારમાંથી પોતાના ઘર માટે નાની સાથે લાવતા, એટલુંજ નહિં, પણ મારી જનોઇ વગેરે પણ એમણેજ કર્યાં, અને પોતાની બે બહેનોનાં લગ્ન પણ મૂળશંકરે પોતાનાજ ખર્ચે કર્યાં, અને સંપતરામની મરણ ક્રિયાનો વર્ષી સુધીનો ખર્ચ પણ પોતે આપ્યો. ભેળા ન રાખવામાં વાંધો એ હતો કે નવાબ અને અનંતજીની બ્હીક."*

આપણે અહિંજ નહિ પણ ફ્રાન્સમા સુદ્ધાંત આ ઇજારા પદ્ધતિએ પ્રજાનું નિકંદન કાઢ્યું હતું; અને તેને લઇને ફ્રાન્સમા સન ૧૭૮૯ માં મ્હોટો વિપ્લવ થવા પામ્યો હતો, તે ઇતિહાસ પ્રસિદ્ધ બીના છે.

ગુજરાતમા મરાઠી સત્તા અકારી અને નિંદાપાત્ર થઇ પડી અને નવા અંગ્રેજી રાજ્ય અમલને લોકોએ ઇષ્ટ અને આવકારપાત્ર ગણ્યો, એનું કારણ, આપણે ઉપર જોયું તેમ, મુખ્યત્વે આ ઇજારાપદ્ધતિ હતી, એમ આપણે સાચે કહી શકીએ.

---

* જુઓ ગુજરાતીનો દિવાળી અંક, સન ૧૯૧૧.

## ~ પરિશિષ્ટ ૧ ~

## મહેસુલ રીતિ

"મહેસુલની રીતિમાં થયેલા ન્હાના મોટા ફેરફાર બધા અથથી ઇતિ સુધી આપવાનું કામ નહિ બની શકે તેવું હોવાથી, તેમાંની મુખ્ય બાબતો બતાવવાના હેતુથી અમે ૧૮૨૭ ની કલમબંદી (સયાજીરાવે તે વર્ષમાં પોતાના વહિવટદાર જોગા કાઢેલા હુકમો) અત્રે આપીશું. આપણે કહી ગયા છીએ કે જમીનના બે વિભાગો હતા:—(૧) સરકારી અથવા ખાલસા અને (૨) જેના ઉપર સરકારનો હક પરિમિત હતો તેવી. વળી આપણે જાણીએજ છીએ કે કુમાવીસદારોને રૈયત પાસેથી લેવાની રકમ નક્કી કરવાનો હક હતો. ખાનગી લાભો સાર્વજનિક લાભોથી વિરુદ્ધના ન થઇ જાય તે હેતુથી ૧૮૨૭ ની કલમબંદીમાં સરકારી જમીન પહેલા ખેડવાનો, તથા કોઇપણ કારણસર ખેડાયેલી સરકારી જમીનનો વિસ્તાર તેવીજ બીજી ખાનગી જમીનોનાં વિસ્તાર કરતાં ઓછામા ઓછો બેવડો રાખવાનો હુકમ રાખવામાં આવ્યો હતો. જો કોઇપણ ગામમા સરકારી જમીન ખાનગી જમીન કરતાં દ્વિગુણી હોવાને બદલે ઓછી હોય તો તે ગામના વતનીઓએ પાડોસના ગામની સરકારી જમીન ખેડી આવ્યા પછીજ પોતાની જમીન ખેડવી. જુના વખતમા કુમાવીસદારો એટલો તો જુલમ ગુજારતા હતા કે રૈયતો ખેતરો છોડીને કોઇ ઉદાર ખેડુતના ખેતરમાં કામ ઉપર જતા રહેતા; તેમજ તે સમયમા જમીન આટલા વિસ્તારમા ખેડવામાં આવતી નહોતી તેથી કામદાર માણસોની તાણ હતી. તથા જમીનના ભાવો પણ બહુજ કમતી હતા. આથી ૧૮૨૭ ની કલમબંદીમાં બીજા મહાલોમાથી આવનારી રૈયતને, તે મહાલના કુમાવીસદારનું લેહેણું ચૂકવ્યા સિવાય પોતાના મહાલમાં નહિ રહેવા દેવાની કુમાવીસદારોને કરેલી આજ્ઞાથી આપણે નવાઇ પામવાનું નથી; તેમજ આ નવીન આવનારને તે જમીન પોતાનો પટો પૂરતો હોય તેટલા વખતને માટેજ આપી શકે, તથા તેની પછીનો કુમાવીસદાર તેના કરેલા કરારો પાળવાને બંધાએલો નહોતો.

વંશ પરંપરાના અમલદારો સાથેનો, સૈનિક વર્ગના લોકો સાથેનો તથા કેટલીક બાબતમા સરકાર સાથેનો ઇજારદારોનો સંબંધ કેવા પ્રકારનો હતો તે હવે આપણે તપાસીશું.

આપણે કહ્યું હતું કે તે પોતાનુ ભરણું ચાર હપ્તે કરતો હતો, અને વર્ષને અંતે જો કાંઇ રકમ શેષ રહેતી તો તેના ઉપર તે નવ ટકાનું વ્યાજ

આપતો. દરબારની રજા વગર કીધેલો ખરચ પોતાની ગાંઠમાંથી તેને આપવો પડતો. જાહેર બાંધકામો મ્હોટી સંખ્યામાં અથવા વિશાળ નહોતાં, પરંતુ તે બાંધવામાં અથવા સમરાવવામાં રૈયતની મદદ લેવાનો સરકારનો હુકમ હતો; તેમજ ખંડેરાવના સમયમાં રૈયત જેટલી રકમ તેવા કામ ઉપર ખરચતી તેટલીજ સરકાર પણ તેમાં આપતી. વર્ષને અંતે ઇજારદાર પોતાના ઇજારામાં તે મહાલ રહ્યો ત્યાં સુધીનો મહેસુલ વિગેરેનો જમા ખરચનો હિસાબ મોકલી આપતો. (આ હિસાબ જોઇને આપણે એમ માનવું નહિ જોઇએ કે તે બરોબર હતો, કારણ કે પોતાનો નફો ઓછો બતાવવામાં ઇજારદારનો લાભ સમાયેલો હતો. પરંતુ ઇજારદારી રીતિનો કાંઇક અનુભવ ધરાવનાર એક પુરૂષના વિચાર પ્રમાણે ઉપજ ઓછી બતાવવા કરતાં ખરચ વધારે બતાવીને ઇજારદાર સરકારને ઠગતો હતો, કેમકે રૈયતની પાસે કોઇપણ પ્રકારનો અયોગ્ય કર લે તો તેઓ કદાચ સરકારમાં અરજી કરે અને તેનું છુપાણું જાહેર થાય; ગમે તેમ હો તો પણ એ રીતિ બરોબર સમજાય માટે અમો ઉપજ તેમજ વ્યયના બે હિસાબોમાંથી નમુના માટે થોડી રકમો નીચે આપીએ છીએ.

સંવત ૧૮૪૩ ને સંખેડા મહાલના ઇજારદારનો હિસાબ.

| જમા અથવા ઉપજઃ— | રૂપીઆ. |
|---|---|
| ઐન જમા અથવા મુખ્ય જમીન વેરાના | ૫૬,૬૧૧–૮–૦ |
| સિવાય જમા અથવા પરચુરણ ઉપજના | ૧૬,૨૦૧–૦–૦ |

અર્થશાસ્ત્રનાં કોઇ પણ પ્રસિદ્ધ પુસ્તકમાંથી નહિ મળી આવે એવા, કેવા કેવા પ્રકારના વિચિત્ર સાધનોમાંથી પૈસા મેળવવામાં આવતા હતા તેની કાંઇક સમજ પડે તે હેતુથી તે વર્ષની જમામાની કેટલીક બાબતો અત્રે આપવામાં આવશે.

| | રૂપીઆ. |
|---|---|
| સાયર જકાત અથવા આયાત અને નિકાસની જકાતના | ૮૦૦૦ |
| દલાલી અથવા વ્યાપારની વસ્તુઓ ઉપરના વેરાના | ૧૨૦૦ |
| કલાલની ભઠ્ઠી ઉપરના વેરાના | ૬૭૬ |
| માપણુ અથવા વજન તપાસવાના વેરાના | ૧૦૦ |
| કંકણુ અથવા ચુડા અને બંગડી બનાવનારા પાસેથી | ૫૧ |
| હરિ (?) વેરાના | ૪૦૪ |

| | |
|---|---|
| ગોવાસી ગામો પરના કરના | ૬૭૭ |
| સુખડીના | ૪૦૨ |
| પાક ઉતારવાનો હક આપવાના | ૫૪ |
| ઉનાળવેરા (ગ્રીષ્મ ઋતુના પાક ઉપરના વેરા) ના | ૮૩ |
| મ્હોટા માણસોને ફળફૂલાદિની ભેટ મોકલવા માટે | ૧૧ |
| ન્યાયની કચેરીમાંથી દંડના | ૨૩૦૦ |
| ઘાસવેરાના | ૨૫ |
| મેહેસુલી અથવા મેહેસુલ નહિ ભરનારાઓને ત્યાં-ઘોડેસ્વારોને તે મેહેસુલ નહિ ભરે ત્યાં સુધી તેને ત્યાં-રહેવાનો હુકમ આપી મોકલવાથી મળેલા | ૬૦ |
| ચોથ અથવા ન્યાય ખરચ માટે મળતા ચતુર્થાંશના | ૧૫૦ |
| સરકારી લેહેણદારોના રૂપીઆ આપતી વખતે કાપવામાં આવેલા વટાવ અથવા બટ્ટાના | ૨૯ |
| આંબા ઉપરના વેરાના | ૯૦૦ |
| સ્ત્રીઓના પુનર્લગ્ન ઉપરના વેરાના | ૩૦ |
| અને વસિયતનામા વિનાની મિલકત વારસોને આપતી વખતે મળેલા | ૧૩૦ |

---

સંવત ૧૮૯૧ નો વડનગરના ઇજારદારનો હિસાબ.

| | |
|---|---|
| જમે—જમીન વેરાના | ૪૧,૦૬૨ |
| સિવાય જમા | ૧૮,૯૫૦ |

આ સિવાય—જમાની રકમના ઉપર કહેલી બાબતો સિવાય બીજી નીચલી વધારાની બાબતો પરનો વેરો પણ હતો.

હવાલદારીના અથવા રાત્રે ખેતરના રક્ષણાર્થે મોકલવામા આવતા સરકારી સિપાઇ બદલના રાત્રિ દીઠ રૂ. ૧) પ્રમાણે. ૮૮

ધનોજ નામના દુષ્ટ લુટારા જાતની ઉપરના વેરાના ૧૦૦૦

તેના રાજ્યમા લૂટફાટ નહિ કરવાની તથા પ્રતિવર્ષે સરકારને નિયમિત કર આપવાની સરતે આ લૂટારાઓ અને ખુનીઓને ગાયકવાડે આશ્રય આપ્યો હતો, અને સવત ૧૮૯૧ મા તેઓને મહાલની બાહેર ચોરી કરવા જાય તો માણસ દીઠ રૂપીઓ એક પડતો. તથા આ કરના તે

વરસમાં રૂપીઆ પંચાશી જમે થયા હતા. બંધીવાનને બંધનમાંથી મૂક્ત કરતી વખતે ઇજારદાર રૂપીઆ દશ લેતો, અને કાઉલ નજરાણાના—એટલે પ્રતિજ્ઞા આપતી વખતની અથવા લખત કરી આપતી વખતની ભેટના રૂપીઆ બસો તેને મળ્યા હતા. તે વર્ષના કંઉલ પટાના રૂપીઆ એક હજાર થયા હતા. જુના વખતમાં રાજાના પાટવીના જન્મ સમયે, રાજ્ય કુટુંબમાંના કોઈના લગ્ન થાય તે સમયે, ગાયકવાડના પુત્રોની કેટલીક ધર્મ ક્રિયાઓ કરવામાં આવે તે સમયે વિગેરે અનેક પ્રયોજને એક વધારાનો નવો કર નાંખવાનો ધારો હતો; પરંતુ આવી રીતે વખતોવખત રૈયતના ઉપર કરો નાંખવાને બદલે હાલમાં એક કર હમેશા લેવામાં આવે છે.

આ બે મહાલોનો ખરચ આપ્યા પૂર્વે આપણે તે ઇજારદારોને તે મહાલના વંશપરંપરાના અમલદારો સાથેના સંબંધ આદિક બીજી કેટલીક બાબતો વિષે કહીશું.

૧૮૨૭ ની કલમબંદીમાં કુમાવીસદારોને ફરમાવવામાં આવ્યું હતું કે દેશાઇ, મજમુદાર, અમીન, પટેલ, અને પટેલના હોદ્દાને માટે જે કુટુંબોને વંશપરંપરાના હકો મળેલા હોય તે કુટુંબોમાંથી યોગ્ય માણસોને પસંદ કરીને તે હોદ્દાઓ ઉપર નિમવા. ગુજરાતના આ જુના અમલદારો ઇજારદારોને તેમના કામમાં અથવા તો મહેસુલ ઉઘરાવવામાં કોઈ પણ સીધી મદદ આપતા નહોતા. પરંતુ તેઓનું કામ લોકોને સમજાવીને કામ ઉપર મોકલવાનું, જમીન લેવાને સમજાવવાનું, સારી રીતે શાંતપણે રહેવાને સમજાવવાનું વિગેરે આડકતરી મદદ આપવાનું હતું. પરંતુ મજમુદારને આવી રીતની આડકતરી મદદ ન આપતાં સીધી મદદ આપવી પડતી હતી, અને તે મહાલની જમાબંધી લખવી પડતી. ટુંકમાં બીજી જગ્યાની માફક વડોદરા રાજ્યમાં પણ સરકાર પુરાતન ગ્રામ્ય રીતિની ( village system ) વચમાં પડી નહિ, પરંતુ અતિશય જુના કાળથી ચાલતા આવેલા રિવાજને અનુસરીને મહાલોના લોકોને પોતાનો વહિવટ સ્વહસ્તે કરવા દીધો, અને પોતાની તરફથી માત્ર એક એવી જ નવિન રીતિ દાખલ કીધી કે જેથી પૈસા એકઠા કરી શકાય, તથા થોડાક સાર્વજનિક કામો કરી શકાય. આજ કલમબંદીમાં વળી વધારે એમ પણ જણાવ્યું છે કે વાર્ષિક હિસાબમાં ઇજારદારે જણાવવું કે તેણે આ પરંપરાગત અમલદારોને શું આપ્યું છે, તથા તે માટેની પહોંચો પણ સરકારમા મોકલવી.

ઇજારદાર કારકુનો અથવા મુત્સદીઓની મદદથી સઘળું કામ ચલાવતો હતો. દરેક મહાલના થાણા નામના પેટા વિભાગો કરવામાં આવ્યા હતા, અને દરેક થાણામાં દશથી પંદર ગામો હતાં; એકલા વડોદરા મહાલમાં આવાં ૧૮ થાણાં હતાં. દરેક થાણાનો ઉપરી થાણદાર કહેવાતો, અને તેના હાથ નીચેના દરેક ગામમાં એક એક સરકારી મહેતો રહેતો. થાણદારનો માસિક પગાર રૂપીઆ વીસને આસરે તથા દરેક મહેતાનો પગાર રૂપીઆ પંદરને આસરે હતો. મેહેતો દરેક ગામની મેહેસુલ ઉઘરાવતો અને થાણદાર તેની ઉપર દેખરેખ રાખતો. દરેક મહેતાને તેના કામમાં વતનદાર અથવા પરંપરાગત અમલદાર અને તલાટી ( તોલૈયા ) એ મદદ આપતા અને છેલ્લા બે અમલદારોને ગ્રામવાસીઓના લાભો જાળવવાને અર્થે નિમવામા આવતા. સંવત ૧૯૧૬ માં ખંડેરાવ મહારાજે મેહેસુલ સંબંધી પોતાની નવીન યોજના દાખલ કરવા માંડી ત્યા સુધી થાણદારોએ પોતાનું કામ કરવું ચાલુ રાખ્યું. તે વખત સુધી થાણદારો ફોજદારી તથા મુલકી કામ કરતા, પરંતુ સંવત ૧૯૧૭-૧૮ માં બે અથવા ત્રણ છુટક છુટક અમલદારો દ્વારા કરવામા આવતું કામ એકત્ર કરીને તે કરવાને એક અમલદાર નિમ્યો. આ નવીન કરવામા આવેલા ફોજદારને કેઇ પણ જાતનું મુલકી કામ કરવાનું નહોતું. આ નવીન રીત સંવત ૧૯૨૪-૨૫ સુધી ચાલી, પણ તે પછી આ બે કામો પાછા એક કરીને થાણદારને જ સોપવામાં આવ્યાં. આ વખતથી થાણદારોને ન્હાની રકમનો દંડ કરવાની સત્તા મળી, તથા તેની દેખરેખ નીચેના ગ્રામોની સંખ્યા વધારીને તેના હાથ નીચે કારકુન આપ્યો.

આપણે ઉપર કહ્યું હતું તેમ મેહેસુલી કામ માટે મોકલવામાં આવેલા મહાલીઓ અથવા શેવનુકી ? સિબંદીઓના અર્ધ-સૈનિક બળની મદદથી મહાલોના ગ્રામપાલનું કામ ચલાવવામા આવતુ હતુ. ૧૮૨૭ ની કલમબંદી ભીલો, મેવાસીઓ અને ગ્રાસીઆઓ કૃત હુલ્લડો બેસાડી દેવાનું કામ વહીવટદારોને માથે નાખે છે, તથા ફરમાવે છે કે જો તેનાથી બને તો તેમને પકડીને તપાસ માટે હજુર સન્મુખ મોકલવા; પરંતુ તેમાજ જણાવેલું છે કે જો ત્યાના સાધારણ ગ્રામપાલોની મદદથી તે તેમને પકડી નહિ શકે તો સરકાર તેને બીજી મદદ આપશે. ૧૮૨૭ ની કલમબંદી પ્રમાણે પોતાના હાથ નીચેના સૈનિકોને શિક્ષા કરવાની સત્તા ઇજારદારોમા નહોતી, પરંતુ જો કોઇ પણ સૈનિકે ફરિયાદનું કારણ આપ્યું હોય તો તે ફરિયાદ તેણે સરકારમાં કરવી.

ગ્રાસીઆઓ, ભાટો, અને બ્રાહ્મણોના હકોને નુકસાન નહિ પહોંચાડવાની તથા દેવાલયોના લાગાઓ, આસામીઓની નિમણૂંકો, દરબદારના દૈતિયાઓ, અને સિબંદીઓનો પગાર નિયમિતપણે ચૂકવવાની આજ્ઞા પણ ઇજારદારોને કલમબંદી દ્વારા કરવામાં આવી હતી, એટલું જણાવીને આપણે હવે ઉપર જણાવેલા બે મહાલોના હિસાબોમાંના ખરચના પાસાઓ આપીશું.

સંવત ૧૮૪૩ માં સંખેડાનો ઇજારદાર પોતાના ખરચની વિગત નીચે પ્રમાણે આપે છે:

| ખરચ અથવા ઉધાર | રૂપીઆ |
| --- | --- |
| કારકુનો વગેરે કચેરીના ખરચ ખાતે ઉધાર. ... | ૮૦૦ |
| સિબંદીઓના ... ... ... ... ... | ૭૬૩ |
| ખેરીજ મુસારા અથવા સિવાય રોજી (સરકારી ખરચ સુદ્ધાં) ખાતે ઉધાર. ... ... ... ... ... | ૭૦૦૦ |
| દરબારના ખરચ ખાતે ઉધાર. ... ... ... | ૬૩૮ |
| (દિવાન, મહારાજા આદિકને નજરાણા કરવામાં ખરચાયેલી આ રકમ લાંચ તો નજ કહેવાય.) મંગળ પારેખ આદિક મ્હોટા માણસોને આપવામાં આવેલા પોશાકના ખરચ ખાતે ઉધાર. ... ... ... ... ... | ૬૨૬ |
| તથા તેવીજ જાતના સામાન્ય મનુષ્યોને આપવામાં આવેલા પોશાકના ખરચ ખાતે ઉધાર ... ... ... | ૩૦ |

આ મ્હોટી રકમો સિવાયની નીચલી ન્હાની ન્હાની બાબતોનો ખરચ પણ તેમાં લખેલો નજરે પડે છે:—

| | |
| --- | --- |
| આગંતુક ખરચ ખાતે ઉધાર. ... ... ... | ૫-૪-૦ |
| ધર્માદા ખરચ ખાતે ... ... ... ... | ૨૨-૦-૦ |
| દેવસ્થાનો ખાતે. ... ... ... ... | ૨-૦-૦ |
| વર્ષાશન ખાતે. ... ... ... ... ... | ૩-૦-૦ |

સંવત ૧૮૯૧ ના વડનગરના હિસાબમાં આવા પવિત્ર મહાલના સંબંધમાં જોઇએ તેવીજ રીતે ધર્માદા અને પુણ્યાર્થે ખરચેલી રકમ બહુજ મ્હોટી જોવામાં આવે છે.

| | | | | | રૂપીઆ |
|---|---|---|---|---|---|
| દેવસ્થાન ખાતે ઉધાર. | ... | ... | ... | ... | ૧૨૫ |
| ધર્માદા ખાતે | ,, | ... | ... | ... | ૨૦૦ |
| વર્ષાશન, | ,, | ... | ... | ... | ૬૧૪ |
| પુણ્યના કામો | ,, | ... | ... | ... | ૫૦ |
| શ્રાવણ માસના અનુષ્ઠાન ખાતે ઉધાર. ... | | | ... | ... | ૫૫૦ |
| ભોજન ખરચ ખાતે ઉધાર. ... | | ... | ... | ... | ૨૦૦ |
| સિધા ખરચ ખાતે ઉધાર. ... | | ... | ... | ... | ૧૦૦ |
| દરખદારોના દેતિયા ખાતે ઉધાર. | | ... | ... | | ...૧૦૭૫ |
| સરકારની સુખડી ખાતે ઉધાર. | | ... | ... | ... | ૪૬૦ |
| ધજાબરદારના વેતન અથવા નિયમિત પગાર (જે અત્રે નિશ્ચિત કરેલો માલમ પડે છે તેના) ખાતે ઉધાર. | | | ... | ... | ૭૦૦ |
| કારકુન આદિક તેની કચેરીના ખરચ ખાતે ઉધાર. | | | | ... | ૭૦૦ |
| અખાતુક અથવા પરચુરણ ખરચ ખાતે ઉધાર. ... | | | | ... | ૩૦ |



## પ્રકરણ ૬ ઠું

# બાંહેધરી

"૧૯ મી સદીની શરૂઆતમા એટલો બધો અણુવિશ્વાસ ફેલાયો હતો કે ગાયકવાડ સરખો પણ પોતાની રૈયતમાના કોઈની બાહેધરી આપે તે શિવાય કોઇ તેની સાથે કરાર કરતુ નહીં. ગાયકવાડ નાણા કરજે લેતા તેની બાહેધરી આરબ જમાદારો કરતા. આરબ લોકોની બાહેધરી કબુલ કરવામા આવતી તેનુ મુખ્ય કારણ એ હતુ કે જેમા તેઓ ઉભા રહ્યા હોય તેવા કરાર બળજોરીથી પૂરા કરાવવાનુ તેમનામા સામર્થ્ય હતુ."

[ ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ—ગોવિંદભાઇકૃત પૃ. ૩૨૫. ]

આઠમા ગાયકવાડ ગોવિંદરાવનુ સન ૧૮૦૦ મા મૃત્યુ થતા, વડોદરાની રાજગાદી પડું પડું થઈ રહી હતી. એ કટોકટીના પ્રસંગે અંગ્રેજો વચ્ચે પડયા ન હોત તો રાજ્યની પુરી દુર્દશા જ થઈ હોત એક તરફ કાન્હોજીરાવ, ગોવિંદરાવનો પુત્ર, ધરમપુરની રાણી ગજરાબાઇથી, કેદખાનામાથી નાસી છૂટી, મહારાજા આનંદરાવના મુતાલિક તરીકે સર્વ રાજવહિવટ હસ્તગત કરી બેઠો હતો, એટલુજ નહિ પણ રાજ્યની તિજોરી સાવ ખાલી કરી મુકી, વધુ નાણા મેળવવા સારૂ ત્રાસ ગુજારી પ્રજામા ત્રાહ ત્રાહ પોકરાવી રહ્યો હતો. બીજી તરફ આરબ સિપાઇઓ રાજ્યમા બહુ બળવાન થઇ પડયા હતા. તેઓ પ્રથમ કાન્હોજીરાવના કબ્જામા રહ્યા પણ તેના નાણા ખૂટયા અને તેના વિરોધીઓએ તેમને વધુ લાલચો આપીને પોતાના પક્ષમા લીધા ત્યારે એજ આરબોએ આનાકાની વિના કાન્હોજીરાવને પરહેજ કર્યો હતો અને આનંદરાવ મહારાજા સમક્ષ રજુ કરીને, કેદમા નંખાવવાને સોપ્યા હતા.

એ સામા પક્ષનો આગેવાન રાવજી આપાજી હતો, જેણે અગાઉ ગોવિંદરાવ ગાયકવાડને, તેની લાચાર સ્થિતિમા સારી મદદ કરી હતી અને હમણા તે અંગ્રેજોનો આશ્રિત બન્યો હતો, અને એમની મદદ પર તે મજબુત અને મક્કમ હતો વડોદરાનું દિવાનપદ પ્રાપ્ત થતા, તેણે રાજ્યમા વ્યવસ્થા આણવા તજવીજ કરી પણ તેની સ્થિતિ ત્રિશંકુ જેવી જણાઈ. નહોતી

તેને રાજમહેલમાંના દરબારીઓની ઓથ; ઉલટું તેઓ કડીના જાગીરદાર મલ્હારરાવને રાવજીની વિરુદ્ધ ઉશ્કેરતા હતા; તેમજ મુંબાઇના ગવર્નરને મદદ માટે ખટપટ કરતા હતા.

શહેરના આરબ સિપાઇઓ પણ રાવજીના કબજામાં નહોતા; વળી તેમને અંગ્રેજોની દરમિયાનગીરી પસંદ નહોતી; તેથી તેઓ એટલે દરજ્જે નાફરમાન અને આપખુદ બન્યા હતા કે રાવજી ખંભાતથી અંગ્રેજો સાથે ગાયકવાડને મદદ આપવાના સંબંધમાં વાટાઘાટ કરી વડોદરે પાછા ફરતાં, તેની પાલખીપર એ સિપાઇઓ ગોળીબાર કરવા સુદ્ધાંત ચૂક્યા નહોતા. એ રીતે પણ તે સલામત નહોતો.

બંને પક્ષો અંગ્રેજોને મદદ સારૂ વિનવણી કરી રહ્યા હતા, પણ મુંબાઇનો ગવર્નર ડંકન, એ ખટપટમાંથી નવી મુશ્કેલીઓ ઉદ્‌ભવે એ ભયથી ખંચકાઇ રહ્યો હતો. પણ તેણે જોયું કે મલ્હારરાવનું લશ્કર કડીથી નિકળી ચૂક્યું છે અને સિંધિયા સરકાર પણ વડોદરાના ગાયકવાડ પર અમદાવાદના ઇજારાની રકમ માટે તકાદો કરનાર છે, ત્યારે મેજર વોકરને વડોદરા સમાધાની સારૂ મોકલ્યો.

મેજર વોકર વડોદરા આવી સર્વ હકીકતથી વાકેફ થયો. તેની ખાત્રી થઇ કે રાવજી નિર્દોષ હતો; અને મહારાજાના મનની નબળાઇ અને સ્થિરતાને લઇને એ વડોદરાનો મામલો ગંભીર બન્યો હતો. વળી જાગીરદાર મલ્હારરાવને સમજાવી શાન્ત પાડવા તેણે બનતો પ્રયાસ કરી જોયો; પણ જ્યારે મલ્હારરાવે નમતું ન આપ્યું ત્યારે ના છૂટકે તેની સામે લશ્કર મોકલવામા આવ્યુ હતુ; અને પછી કડી પાસે મોરચા મંડાયા તેમાં મલ્હારરાવની હાર થઈ, અને પરિણામે તેને કેદ કરવામા આવ્યો હતો.

આ આફત ટળી નહિ ત્યાં બીજું સંકટ આવી ઉભું રહ્યું. પૂર્વે જણાવ્યા પ્રમાણે વડોદરામાં આરબો કોઇને ગાંઠતા નહોતા; તેમનો પગાર ચુકવવો ચઢી ગયો હતો, અને શરાફો પણ, સર્વત્ર અંધાધુંધીને કારણે, રાજ્યને પૈસા ધીરવા ખુશી નહોતા. પરિસ્થિતિનો લાભ લઇને એ આરબ સિપાઇઓએ શહેરનો કબજો કરી લીધો. મહારાજા આનંદરાવ મહેલમાં કેદી જેવા થઇ પડ્યો. બહારથી અંગ્રેજ લશ્કરે શહેરને ઘેરો ઘાલ્યો, પણ શહેરની ખાનાખરાબી થાય એ દહેશતથી કેટલોક વખત આરબો સાથે સમજુતી કરવામા કાઢ્યો; પણ જ્યારે સમાધાની કરવાને તેઓ ઇન્તેજાર ન જણાયા ત્યારે આખરે

દારૂગોળો વાપરી, આરબોને શરણે આવવાની ફરજ પાડી. એ આરબો પોતાનો ચડેલો પગાર મળી જાય તો વડોદરા છોડી જવાને તૈયાર હતા, એમ અંગ્રેજ અમલદારને જણાયું એટલે એ સુંદર તકનો ઉપયોગ કરી લેવાનું તેને દુરસ્ત લાગ્યું; પરંતુ રાજ્ય પાસે પુઠી બદામ નહોતી, અને એ સિપાઇઓને આપવાની રકમ પણ મોટી હતી. તેમ છતાં તેણે બધી જવાબદારી પોતાપર ઉપાડી લઇને કંપની સરકારનાં નાણાં ઉછીનાં આપ્યાં, તેની સાથે શાહુકારોને પણ તેની બાંહેધરી આપી, ખુટતાં નાણાં મેળવ્યાં. એ પ્રમાણે બધું દેવું પતાવી દઇને આરબોને ગુજરાતમાંથી કાયમના કાઢયા. ગાયકવાડ પર અંગ્રેજોનો આ ન્હાનોસૂનો ઉપકાર નહોતો.

ગાયકવાડ અને પેશ્વા વચ્ચે ઉદ્‌ભવતી તકરારોમાં અંગ્રેજોએ વખતો-વખત વચમાં પડીને ગાયકવાડનું હિત સાચવ્યું હતું; એ હકીકત અગાઉ કહેવાઇ ગઈ છે. એ મદદ બદલ કંપની સરકાર ગાયકવાડ પાસે પુરતો બદલો લેતી એ આપણી નજર બહાર રહ્યું નથી. લશ્કરી મદદ પેટે કંપની સરકાર રોકડ રકમ લેતી વા તેના અભાવે એટલી ઉત્પન્નવાળો મુલક લખાવી લેતી; પણ આ પ્રસંગે નવી પરિસ્થિતિ ઉદ્‌ભવે છે. તે પોતે રાજ્યને નાણાં ધીરે છે, તેમ બીજા શાહુકારો પાસે પોતે નાણાં ધીરાવે છે અને તે બદલ પોતાની બાંહેધરી, આરબોની પેઠે આપે છે.

પ્રસ્તુત પ્રકરણના મથાળે જે ઉતારો કર્યો છે, તેમાં સ્પષ્ટ રીતે જણાવાયું છે કે રાજ્યની શાખ એવી હલકી પડી ગઇ હતી કે ગાયકવાડને બળવાન પક્ષની જામીનગીરી વિના પૈસા ધીરવાની કોઇ શરાફની હિમ્મત ચાલતી નહોતી. અંગ્રેજ હાકેમોએ, ઉપરોક્ત આરબોના બળવા વખતે, એક નવી જવાબદારી ઉઠાવી હતી અને તેના કારણે ગાયકવાડ અને કંપની સરકાર વચ્ચે લાંબા સમય સુધી ચડભડાટ ( clash ) ચાલુ રહ્યો હતો. તે વિષે વધુ વિવેચન કરવામા આવે તે અગાઉ આપણા દેશની સ્થિતિ, એ સમયે જાનમાલના રક્ષણ અને સલામતીના સંબંધમાં, કેવી હતી તે તપાસીએ.

આજે પણ દુનિયાનાં સુધરેલાં રાજ્યો એક બીજાની ઓથ અને મદદ માગે છે અને તે સારૂ કોલકરારથી બંધાય છે. પ્રજાસંઘ અને આંતર રાષ્ટ્રીય કાયદાકાનુનની રચના, એ એક પ્રકારની નૈતિક બાંહેધરી છે; જો કે તેની પાછળ છેવટે શસ્ત્રબળ રહેલું હોય છે જ.

આપણે અહિં બાહેધરીની પ્રથા અપરિચિત નહોતી બાહેધરી સારૂં ભાટ ચારણોની જાતિ જાણીતી છે તેઓ તે ખાતર પોતાનો અને પોતાના કુટુંબીજનોનો જીવ આપતા વિલંબ કરતા નહિ આપણા પ્રાન્તના ઇતિહાસમાથી એવા સખ્યાબંધ દાખલાઓ મળી આવશે કે જેમા ભાટ અને ચારણોએ પોતાના શબ્દ સારૂ, એક જામીન તરીકે, પોતાના સર્વસ્વનો ભોગ આપવામા પાછુ ફરીને જોયુ નથી + મધ્ય યુગમા ભાટ ચારણો જ દરમિયાનગીરીમા રહેતા તેમનો કોલ એકવચની હતો અને તે પવિત્ર મનાતો તેને કોઇ તરછોડી શકતું નહિ કેમકે એ શબ્દની પાછળ આત્મભોગનું સામર્થ્ય–નૈતિક બળ–રહેતુ હતું તે સંબંધમા નીચેનો ફકરો ઉપયોગી થશે

"અણહિલપુરના રાજવંશનો મુસલમાનોએ નાશ કર્યો ત્યારથી તે બ્રિટિશ સરકારે વ્યવસ્થા કરીને, અમે આગળ લખ્યુ છે, તે પ્રમાણે, સર્વે થાળે પાડ્યુ ત્યા સુધી, થોડી ઘણી પણ રાજ્યની અવ્યવસ્થા અને ગડબડાટ ચાલ્યો છે તે વેળામા, રાજ્ય સબંધી કોલકરાર, ખાનગી લેખપત્ર, અને વ્યાપારનું કામકાજ નિર્વિઘ્ને ચાલવાને જે કાંઈ વેળાને અનુસરીને સાધન હતા તેમા ભાટ લોકોની જામીની એ પણ એક હતું ગમે તો મુખ્ય રાજાને અર્ધો સ્વતંત્ર ઠાકોર પાસેથી ખંડણી ઉઘરાવી લેવા વિષેનો ઠરાવ કરી લેવાનો હોય અથવા કેઇ માણસે કાંઈ ઠાકોરના કોપનું કારણ ઉત્પન્ન કર્યુ હોય ને તેને માટે ક્ષમા મેળવવાની અને પોતાના અંગનું નિર્ભયપણું મેળવી લેવાની ખાતરી કરી લેવી હોય અથવા કોઇ નાણા ધીરનારને પોતાના પૈસા પાછા મળે તેને માટે જામીન જોઇતો હોય, અથવા જ્યા લૂંટ થતી હોય એવા પરગણા વચ્ચે થઇને કોઈ વ્યાપારીનો માલ વિના જોખમે લઇ જવો હોય તો, ભાટની બાહેધરી અથવા જામીનગીરી માન્ય રાખવામા કશુ નુકશાન ધારવામા આવતું નહિ તે દેવતાઓથી ઉત્પન્ન થયેલા અને તેઓના માનીતા તેથી કોઇને પત ન કરે એવા માણસો પણ તેઓનું માન રાખતા અને તેઓ પણ કરાર પ્રમાણે પળાવી લેવાને સાધનવાળા હતા, તથા તેમા તેઓ ભાગ્યેજ પછા પડતા હતા આ સાધનમા ત્રાગા અને ધરણા એ મુખ્ય હતા ત્રાગુ કરતી વેળાએ ભાટ પોતાનુ કે પછી પોતાના કુટુંબના કોઈ માણસનુ શરીર અથવા અવયવ કાપીને, જેને માટે ત્રાગુ કરવુ પડયુ હોય તેના ઉપર ઇશ્વરનો કોપ

+ જુઓ Bombay Gazetteer Vor IX Part I હિન્દુ વસ્તી

કરાવવાને અને વેર વાળવાને પ્રાર્થના કરતા; ધરણું કરતી વેળાએ, જે કરાર પ્રમાણે પળનો હોય નહિ, તેને ત્યા કેટલાક એકઠા થઇને લાંઘવામાં અને તેના ઘરના માણસોને પણ લાંઘણ કરાવવામા આવતી હતી, અને જ્યારે તે કરાર પ્રમાણે અમલ કરે ત્યારે તેનો છૂટકો કરવામા આવતો હતો.'×

તેઓ વળી વળાવાનું કામ કરતા, એ હકીકત થેવનો (Thevnot) નામના ફ્રેન્ચ મુસાફરની નોંધમાથી મળી આવે છે. એ યુગમા પુરતા રક્ષણ વિના પ્રવાસ થઈ શકતો નહિ. સાથે રખોપુ હોય તોજ જાનમાલ સહિત સહીસલામત એક સ્થળેથી બીજે સ્થળે જઇ શકાતું હતુ. થેવનો લખે છે કે સુરતથી જમીન માર્ગે હુ નિકળ્યો ત્યારે મિત્રોએ મને ચોર લુંટારાના ભયમાથી બચવાને સાથે ચારણ અને તેની સ્ત્રીને વળાવા તરીકે રાખવાની સલાહ આપી હતી. તેમને દરરોજના પગાર તરીકે રૂ. બે આપવાના હતા; પણ રક્ષણ મને હિણપતભર્યું લાગ્યુ એટલે મેં તેમ કર્યું નહિ; તોપણ એ જણાવે છે કે મુસાફર સાથે ચારણ અને તેની સ્ત્રી હોય છે તો તેમનુ કોઇ નામ લેતુ નથી કોઇ ધાડપાડું, તેમના સાથને લુટવાની હિમ્મત કરતો નથી. તેનુ રખોપુ શિરસાટાનું હોય છે. એ ચારણ સ્ત્રી પણ એવી મજબુત હૃદયની હોય છે કે પ્રસંગ આવે તેની છાતીના સ્તન કાપી નાખવાને ખંચકાતી નથી; આત્મભોગ આપવો એ તેને મન સહેલ વાત છે. તેથી તેમની હત્યાથી સૌ કોઇ બ્હીતા; તેમના શાપથી તેઓ ધાડપાડુઓ દૂર ભાગતા હતા.××

એ નૈતિક બળ, એ આત્મભોગના પ્રભાવથી રાજદરબારમા, ધીરધારના કામકાજમા અને પ્રવાસમા રખેવાળ તરીકે ભાટ ચારણોની બાહેધરી અને કૉલ કિંમતી અને વજનદાર થઈ પડતા હતા.

ભક્ત કવિ નરભેરામે ડાકોરના પથે ચોરના હાથે પોતે લુટાયાનું એક રસુજી પદ લખ્યું છે, તે પ્રસ્તુત વિષયના સંબંધમા વાચવા જેવુ છે. તે કહે છે,

× × × ×

આવ્યા તળેથી બે જણ ઊડયા, બ્રાહ્મણ દેખી ધાયો વાલા ૧
ઊભો રે અલ્યા બ્રાહ્મણ તુ તો ત્યારે લાગી બીક વાલા,
જુગત કરીને જોડો લીધો, ઠાકોરને છે ઠીક વાલા. ૨
ભાજ આપ્યને, ભાજ આપ્યને, એવુ આવી કહે છે વાલા,

---

× 'રાસમાળા," પુસ્તક–૨, પૃ. ૩૧૪–૧૫.

×× જુઓ પ્રો. કામિસેરિયટનો લેખ મુબાઇ યુનિવરસિટી જર્નલ વો, ૩, અંક ૧

અચરજ સરખું મુજને ભાસ્યું, લૂગડાં તો સે છે વાલા. ૩
પાઘડીને પહેલી લીધી, માથું કરિયું બોડું વાલા;
દોડી હાલી ઠાકોર આવ્યા, પાસે નોં'તું ઘોડું વાલા. ૪
દોટીમાં શું ? એવું કહીને, પછેડી પણ લીધી વાલા;
જૂનાં લેઈને નવાં આપશે, કૃપા હરિએ કીધી વાલા. ૫
લોક મળે તે એવું પૂછે, કહે બ્રાહ્મણ કયાં લુંટયો વાલા;
જિહ્વા મુખમાં સાજી છે તો, ઊગાળોજી ત્રૂઠયો વાલા. ૬
નાને ભડકે દીવાળીને, મોટે ભડકે હોળી ! વાલા;
જન નરભાનાં વસ્તર લીધાં, લોક કહે છે કોળી વાલા.* ૭

ઉપરોક્ત વળાવાઓ મુસાફરોના અને યાત્રાળુઓના સંઘના રક્ષણ સારૂ કેવી વ્યવસ્થા કરતા અને તેમના જાનમાલની સલામતી માટે કેટલે દરજ્જે જવાબદાર રહેતા તેને લગતી માહિતી ધોડાસરના ઉજેસિંગ દલપતસિંગ ડાભીએ સન ૧૮૩૯ માં અંગ્રેજ મુસાફર બ્રિગ્સને લખાવી હતી તે આપીશું. ‡ પ્રવાસની મુશ્કેલીઓનો તે પરથી બરાબર ખ્યાલ આવશે.

ઉજેસિંગ કહે છે, મારી રખોપાની હદ સાંવેલી, શેઝા, રાસકા, હીરાપુર, વ્યાંચ, રામોલ વગેરે ગામોની વાટે થઈને, મહેમદાવાદ કસ્બો અને તેના ઉત્તર દરવાજેથી અમદાવાદના રાયપુર અને આસ્તોડીઆ દરવાજા સુધી પહોચે છે. નર્મદા કાઠે આવેલા ચાદોદ કરનાળી જવાને યાત્રાળુઓનો સંઘ નિકળે છે, તેમનું નડિયાદના ઉત્તર દરવાજાની ભાગોળ સુધી રક્ષણ કરૂં છું, અને ડાકોરનો પુનેમિયો સંઘ આવેછે, તેમને મારા સાથીઓ મુંડાની પૂર્વે ત્રણ કોસ અને મોહર નદીના જણા કાંઠા સુધી સહીસલામત પહોંચાડે છે. અગાઉ ધોડાસરથી અમદાવાદ અને અમદાવાદથી ધોડાસરની અવરજવર ઝાઝી થતી ત્યારે હું મારા વળાવા મોકલતો; પણ હાલમાં તેનો વપરાશ ઓછો થવાથી એ વળાવા મોકલવાનું બંધ કરવામાં આવ્યું છે; જો કે જરૂર પડે મારા મળતિઆઓ, તેમની જાત જવાબદારી પર એ જોખમ ખેડે છે.

ચાંદોદ કરનાળીના અને ડાકોરના યાત્રાળુ-સંઘો સિવાયના બીજા રસ્તાઓ ઇજારે અપાય છે; આ વર્ષે તે બદલ મને પાંચસેં રૂપિયા મળ્યા છે. રસ્તામાં સલામતી માટે મારૂં નામ માત્ર બસ છે. યાત્રાળુઓનો સંઘ નિકળે

* પ્રાચીન કાવ્યમાળા, વૉ. ૨૨; પૃ. ૧૬૦.
‡ Briggs "Cities of Gurjara Rashtra," Pages 289–90

છે, તેના ગાડાંઓની સંખ્યા અને માણસોના પ્રમાણમાં પંદરથી પાંત્રીસ માણસો વળાવા તરીકે, સાથે જાય છે. ગાડાં અને માણસ દીઠ અમુક મુકરર લાગો લેવાય છે. સૂર્યાસ્તથી સૂર્યોદય સુધીના સમયમાં કાંઈ માલ ચોરાય અથવા લૂંટાય તે સારૂ હું જવાબદાર રહેતો નથી. માત્ર પ્રવાસ દરમિયાન કાંઈ માલ જાય અથવા લૂંટાય તો તેની નુકશાની હું ભરી આપું છું. રસ્તામાં લુંટારાના હુમલા સામે મારા સાથીઓ એ સંધનું, તેમના જાનમાલનું રક્ષણ કરે એટલું જ તેમનું કર્તવ્ય હોય છે. જ્યારે સાંજે મુકામ થાય છે ત્યારે તે ગામના પગી સાથે, રાત્રિના રક્ષણ સારૂ બંદોબસ્ત કરવામાં આવે છે; અને તે બદલ તેને કાંઈક ખુશબખ્તી આપવાની હોય છે. એવી કાંઈ વ્યવસ્થા થઇ ન શકે તો મારા સાથીઓ, કાંઈક આશાએ, ચોકી કરે છે; પણ તે સારૂ હું જોખમદાર રહેતો નથી. કદાચ રસ્તામાં ધાડપાડુઓ એ મારા કાફલાને લૂંટે, તો મારા માણસો તેમના જાનમાલનું જીવના જોખમે રક્ષણ કરે. તેમ કરતાં પોતે ઘવાય, મૃત્યુ પામે; પણ જે માલ લુંટાઇ જાય, તેની નુકશાની આપવાને બંધાયલો નથી. એમનું રક્ષણ કરવું, એટલામાં જ મારી જવાબદારી પૂરી થાય છે. સંઘના માણસો આ શરતોથી પૂરા વાકેફ હોય છે. મારા સાથીઓમાંથી જે અશક્ત થઈ પડે અથવા મૃત્યુ પામે, તેનું અને તેના કુટુંબનું ભરણપોષણ મારે કરવું પડે છે.

આપણે હવે મૂળ વિષય તરફ વળીએ.

આરબોની ફોજને રાજ્યમાંથી છૂટી કરવા જોઇતું નાણું, બની શક્યું તેટલું પોતે ધીર્યું અને બાકીના ખૂટતા પૈસા શરાફો પાસેથી કર્જે મેળવીને તે રકમ સારૂ અંગ્રેજોએ જામીનગીરી આપી હતી. તેવી રીતે જેઓ તેમને રાજકીય બાબતોમાં મદદગાર થયા હતા અને તેમના પક્ષમાં ઉભા રહ્યા હતા, એવાઓનું હિત સાચવવાનું અને રક્ષણ કરવાનું અંગ્રેજોએ માથે લીધું હતું. દાખલા તરીકે ગોવિંદરાવ ગાયકવાડનો સલાહકાર અને મંત્રી રાવજી આપાજી વડોદરાનો કાયમનો દિવાન થઈ રહે અને એ હક્ક તેનું કુટુંબ વંશપરંપરા ભોગવે એની ખાત્રી તેને આપવામાં આવી હતી. તે સંબંધમાં મુંબાઇના ગવર્નરે એક પત્રમાં લખ્યું હતુ:

"It is the intention of the Government that the Dewanship of Raoji Appaji shall be permanent and that his sons, brothers, nephews, relations and friends shall be duly protected by the Bombay

Government in their just rights and if thé Gaikwar or anybody else should unreasonably treat them ill the Company will protect them by interfering on their behalf." †

સન ૧૮૦૨ માં આનંદરાવ ગાયકવાડે અંગ્રેજોને કરારનામું કરી આપ્યું, તેમા રાવજીની બાબતમાં નીચે પ્રમાણે કલમવાર લખી આપી હતી.

"અને રાવજી આપાજી, તેના સંબંધીઓ, મઝમૂદાર, સઘળા રાજ્યના મહાન અમલદારો એમના સંબંધમાં મ્હારી પોતાની તરફથી વા મ્હારા વારસોની તરફથી જો યત્કિંચિત પણ અયોગ્ય કે અન્યાયી વર્તણુંક ચલાવવામાં આવે તો અંગ્રેજોએ તુરત વચમાં પડવું."*

આવી જાતની બાંહેધરી અંગ્રેજોએ વડોદરા રાજ્યમાં જેમને આપી હતી તેમની સંખ્યા ૨૭ ની થતી હતી. અને એ સઘળા પોતાના મનથી એમજ માનતા કે 'ગાયકવાડ સાથે તેઓ ગમે તેમ વર્તશે તોપણ અંગ્રેજો તેમનું રક્ષણ કરશે.' માત્ર તેમના જાનમાલનું રક્ષણ કરવા પુરતાજ નહિ પણ જે પદ ઉપર તેઓ હતા તે હોદ્દો તેઓના વંશમાંજ રખાવવાને પણ અંગ્રેજો બંધાયા હતા. †

આથી રાજ્યમાં એક વા બીજા કારણે વારંવાર ખટપટ ઉભી થતી; અને તેને લઇને મહારાજાની અને કંપની સરકારના રેસિડન્ટ વચ્ચે વિરોધ જામતો હતો. અંગ્રેજોની બાહેધરી ધરાવતા પુરુષોનું વર્તન વાંધાભર્યું માલુમ પડતું, તે કારણે ગાયકવાડ ગુસ્સે થતા; અને તે વિષે બંને સત્તાઓ વચ્ચે ચાલુ લખાપટી ચાલી, તેમના મનને મ્હોટો ઉદ્વેગ થતો હતો.

એક પ્રસંગ નોંધીને તેનું સ્પષ્ટીકરણ કરીશું:

સયાજીરાવના સમયમાં એ મામલો ગંભીર થઇ પડતાં, સર જેમ્સ કર્નાકે આવી બાંહેધરીવાળા પ્રત્યે વધારે માન દેખાડવાનું જણાવ્યું ત્યારે સયાજીરાવે પ્રત્યારોપ સહિત કહ્યું, કે "આ માણસોને હુકમ આપવો જોઇએ કે હું તેમનો રાજા છું એ વાત વિસરી ન જતાં તેઓએ મ્હારી સાથે માનથી વર્તવું." અને એ ફરિયાદમા વજુદ હતું, એમ તેની પ્રતીતિ થતાં, ઉપરી અધિકારીને નિખાલસપણે પત્રમાં તે હાકેમે લખ્યું હતુ, કે 'આપણી જામીગીરીવાળા

† Baroda State Gazetteer, P. 561.

* વડોદરાના રાજ્યકર્તા, પૃ. ૮૩

† વડોદરાના રાજ્યકર્તા, પૃ. ૧૮૦

મનુષ્યો ઘણીક વખતે આપણા તરફથી રક્ષણ મેળવવાનો તેમને હક્ક હોવાથી ગાયકવાડને પોતાના રાજા પ્રમાણે ગણીને તેમના હુકમને માન આપવામાં અને તેને તાબે રહેવામા બહુજ પછાત પડતા હતા.' ×

એ ચાલુ ઝઘડાથી કંટાળો પામીને સન ૧૮૨૮ માં હિન્દી સરકારે લખ્યું હતું, કે " બાહેધરીની પ્રતિજ્ઞાઓ કરવાની પદ્ધતિ જેમ વાંધાભરેલી છે તેમજ વ્યવહારમા ગુંચવાડો ઉત્પન્ન કરનારી પણ છે, અને તેથી આજ સુધીમા અપાયેલી જામીનગીરીઓમાથી જેમ બને તેમ ત્વરાથી મુક્ત થઇ જવાનો, તેમજ ભવિષ્યમા આવી જાતની એક પણ જામીનગીરી નહિ આપવાનો જે નિયમ મુંબઇ સરકારે કીધેલો છે તેથી આ સરકારને બહુજ ખુશી ઉત્પન્ન થઇ છે. "**

પણ આ મુશ્કેલીનો તોડ લાબા સમય સુધી નિકળ્યો નહોતો. સન ૧૮૪૯ મા એજ વિષયપર ટીકા કરતા, રેસિડન્ટ મી. ફ્રેન્ચે લખ્યું હતુ, કે—

" બ્રિટિશના રક્ષણ નીચેના મનુષ્યોને ગાયકવાડ સરકારથી શિક્ષા કરી શકાય નહિ એ વિચાર બહુ જ હાનિકારક છે, અને ધાકજી દાદાજી, બાબા નાફડા, બળવંતરાવ અને ગોવિંદરાવ ગાયકવાડો કરતા વધારે અધમ સંરક્ષિત પુરૂષો મળવા અસંભવિત છે "×

બાહેધરીની નાલેશીનું આથી સખ્ત બીજું શુ પ્રમાણપત્ર હોઇ શકે !

ગાયકવાડના રાજવહિવટમા, રાજ્યના દેવાના કારણે પણ અંગ્રેજો બારીક તપાસ રાખતા હતા, કેમકે તેમને શિર કેટલીક જવાબદારીઓ હતી.

કંપની સરકાર ગાયકવાડને પ્રસંગોપાત લશ્કરી મદદ પૂરી પાડતી અને તે બદલ પૂરતો બદલો લેતી એ અગાઉ જણાવેલુ છે, પછીથી તેના પર સાહાકારી લશ્કર રાખવાની ફરજ પાડવામા આવી; ત્યારે તેના ખર્ચ સારૂ ચોક્કસ સરતો કરવામા આવી હતી.

ફત્તેહસિંહરાવે ગાયકવાડી લશ્કરને ખૂબ વધાર્યું હતુ અને તેનુ વાર્ષિક ખર્ચ રાજ્યની ઉપજથી જાદે હતુ, તેથી રાજ્યના માથે પુષ્કળ દેવુ થયું હતુ. સન ૧૮૦૨ મા અંગ્રેજોની સહાયતા માગવામા આવી અને મેજર વોકરે વડોદરાના કારભારમા હાથ ઘાલ્યો ત્યારે, પ્રથમ તે લશ્કરી ખર્ચ

× વડોદરાના રાજ્યકર્ત્તાઓ, પૃ ૧૭૮
** " " પૃ. ૧૮૧

ઘટાડવાનું અને રાજ્યનું દેવું ઓછું કરવાનું વિચાર્યું પણ એ સમયે કાઠિયાવાડમાં ખંડણી ઉઘરાવવા માટે લશ્કર લઈ જવાનું હોવાથી, તે દિશામાં એ કાંઈ વિશેષ કરી શક્યો નહોતો અને સન ૧૮૦૭ માં કાઠિયાવાડના ઠાકોરો અને રાજાઓ સાથે તે સંબંધમાં કાયમી બંદોબસ્ત થયો તો પણ કેટલુંક લશ્કર ત્યાં રાખવું પડ્યું, કેમકે ત્યાં ચાલુ બખેડા થયા કરતા હતા

વળી રાજ્યના દેવાનો પ્રશ્ન અંગ્રેજોને થોડો મુઝવતો નહોતો તે સંબંધમ ઘણી ગેરસમજુત ઉદ્‌ભવતી, અને તેમાંથી વૈમનસ્ય વધતું તેમ જ ગાયકવાડના દિવાન તેમના કબ્જામાં ન હોઈને એ ગાંઠ વધુ ગુંચવાતું જતું હતું.

નાણાની આપલેની પદ્ધતિ એવી ખટપટી અને ગુંચવણભરી હતી કે અપરિચિતને તેની ખરી હકીકત ભાગ્યેજ સમજવામાં આવે

અને એવો બનાવ મેજર કર્નાકના સંબંધમાં બન્યો હતો મુંબાઈના ગવર્નરને તેણે, પોતાને મળેલી માહિતી ઉપરથી, લખી જણાવ્યું કે રાજ્ય દેવામાંથી મુક્ત થયું છે, પણ થોડા સમય બાદ એ હાકેમ વડોદરા પધાર્યા, ત્યારે એમને એમ બતાવવામાં આવ્યું કે ગાયકવાડને માથે એક કરોડથી વધુ રકમનું દેવું ઉભું છે

વધુમાં, તે હિસાબી વહિવટ એવો ગેરનીતિ ભર્યો અને ત્રાસદાયક હતો કે એ રાજ્યના નાણાખાતાના એક અંગ્રેજ અમલદારે તેની સખ્ત શબ્દોમાં ઝાટકણી કાઢી હતી તે યથાર્થ છે તે લખે છે

"It was an Exchequer wherein Extortion was Assessor, Fraud the Cashier, Confession the Accountant, Concealment the Reporter and oblivion the Remembrancer '

તે એક એવું રાજ્ય ધનાગાર હતું, કે જેમાં અત્યાચાર ધનહરણ કરવું એ કર વસુલ કરનારો હતો, કપટ કોશાધિકારી હતો, અસ્પષ્ટતા હિસાબ રાખનારો હતો, ગોપન કરવું એ જ વૃત્તાંતનિવેદક હતો અને વિસ્મૃતિ ઉદ્બોધક હતી. ‡

આવા અંધેર રાજ્યના નાણાં વહિવટને લઈને ગાયકવાડી નામ એક તિરસ્કારવાચક શબ્દ થઈ પડ્યો હતો એમની નાણાં પદ્ધતિ સહેજ ઉંડા ઉતરીને આપણે જોઈશું તો માલમ પડશે કે તેમાં ગેરવ્યવસ્થાને પૂરેપૂરો

‡ વડોદરાના રાજ્યકર્તાઓ, પૃ. ૨૪૮

અવકાશ હતો અને બદદાનતવાળાને ચોખ્ખુ ઉત્તેજન મળતુ હતુ નીચેના ઉતારા પરથી, એ વસ્તુસ્થિતિ તેના વાસ્તવિક સ્વરૂપમા સમજાશે

"જ્યારે પણ ન્હાની કે મ્હોટી રકમનો આંકડો ચૂકાવવો હોય ત્યારે છેક આરંભના કાળથીજ શરાફો પાસેથી રાજ્ય નાણુ વ્યાજે લેતુ આવ્યુ છે, ટુકમા રાજ્ય જાતે આંકડો રોકડા પૈસાથી ન ચૂકવતા શરાફો ઉપર ચીઠી લખી આપતુ આના બદલામા તે શરાફને કોઇ પણ એક કમાવીસદારના ઉપર એક વરાત અથવા શાહજોગી ચીઠ્ઠી લખી આપતું, અને કમાવીસદારો પોતાના ઇજારાની મહેસુલ ભરતી વખતે આ વરાતના નાણા ભરી દેતા હતા

જે શરાફો આવી રીતે રાજ્યને રોકડ નાણું ધીરીને ઇજારદારો પાસેથી તે વસુલ કરી લેતા હતા તેઓ પોતદારો કહેવાતા આનંદરાવ મહારાજાના સમયથી આવા પાચ પોતદારો હતા અને રાજ્યને જોઇતી રકમ તેઓમાનો દરેક જણ અમુક પ્રમાણમા આપતો, હરિભક્તિ અને ગોપાળરાવ મૈરાળ દરેક જણ રૂપીઆમા સાડા પાચ આના ધીરતા, અને બાકીના પાચ આના (કાઠીઆવાડના) રતનજી કહાનદાસ, લાલા મગનદ, અને સામળ બહેચર મળીને આપતા આ રકમના ઉપર ખરૂં વ્યાજ આ સૈકાની શરૂઆતમા નવ ટકા ચઢતુ, પણ પાછળથી તે સાડા ચાર ટકાનુ ઠરાવ્યુ હતું પરન્તુ સરકારના આંકડાઓ બે પ્રકારના હતા — (૧) જેની રકમ લખેલી હોય તેટલી પૂરેપૂરી આપવામા આવતી, અને (૨) જેની રકમ પૂરેપૂરી અપાતી નહોતી તે જો કે આપણને વિચિત્ર લાગે છે પણ આ વાત ખરી છે કે દરેક સો રૂપીઆના આંકડામાથી રૂ ૩-૧૨-૦ કાપવામા આવતા, અને આ પોણાચાર રૂપિયાની વ્યવસ્થા નીચે પ્રમાણે કરતા — બે રૂપીઆ પોતદારીના ગણાતા, દોઢ રૂપિયો વ્યાજનો અને ચાર આના શરાફના મુનીમ અથવા ગુમાસ્તાના ગણાતા (પછી મુનીમ પેઢી ઉપર હો કે ન હો) પછી હિસાબ માંડવાળ કરતી વખતે આ પોણા ચાર-માના બે પોતદાર પોતે લેતા અને શેષ પોણા બે સરકારને મજરે આપતો આ સિવાય પોતદારને એક બીજો હક હતો, તે મનોતિ કહેવાતો આનો અર્થ નીચે પ્રમાણે છે —

જ્યારે કોઇ શરાફ રૂપીયા ધીરે ત્યારે સેકડે એક ટકો વગાવ કાપી લેવાનો ધારો છે, પરન્તુ પોતદારની મનોતિ આવા પ્રકારની નહોતી, તે તો જ્યારે સો રૂપીઆ સરકારને આપતો ત્યારે સરકારને ખાતે સોને બદલે

એકસોને એક ઉધારતો. જે આકડો તે પૂરેપૂરો ચૂકવતો તેના મુદ્દલના રૂપિયા ઉપરાંત ૭ આના સેંકડાનું બ્યાજ તે પ્રથમથી જ સરકારને ખાતે ઉધારતો અને પાછળથી તેનું અર્ધ એટલે કે ત્રણ આના સેંકડે તે સરકારને પોતદારીના રૂપીઆ પોણા બે સાથે હિસાબમાં મજરે આપતો.

પોતદાર સરકારી હુકમ જેને તેણે પૈસા આપ્યા હોય તેની પહોંચ કુમાવીસદારના ઉપર મોકલતો; અને કુમાવીસદાર પોતાના ઇજારાની આકણી ભરતી વખતે તેના રૂપીઆ આપી દેતો.* કુમાવીસદાર સરકારમા ત્રિમાસિક હપ્તા ભરતો અને સામાન્ય રીતે તેની બધી રકમ વરાદો ચૂકવવામા ચાલી જતી.

આપણે અગાડી કહી ગયા છીએ કે સૈન્યનો પગાર બરોબર ચૂકવવાની તથા જામીનગીરીવાળા શરાફોનું દેવું ચૂકવવાની સયાજીરાવને ફરજ પાડવામા આવી હતી. આ વખતથી તેણે શરાફોને પોતાના વિરોધી ગણી શરાફી પેઢીઓ પોતે ઉઘાડી. આમાંની મુખ્યને તેના પુત્રના નામ ઉપરથી ગણેશ ઇશ્વરનું નામ આપ્યું હતું. આ પેઢીની મૂળ થાપણ સાડા પાચ લાખ રૂપીઆની હતી, અને તે સયાજીરાવ પોતાની અંગત મિલ્કતમાં ગણતા હોવાથી તેણે તે સરકારને ધીરવામા વાપર્યા, અને આવી રીતે પોતે પોતદાર બનીને જે ફાયદો આજ સુધી શરાફો ખાઇ જતા હતા તેમા પણ ભાગ પડાવ્યો. ખંડેરાવ મહારાજ આથી પણ અગાડી વધ્યા. સંવત ૧૯૧૫ મા તેમણે નવી પેઢી ' કુરબ રૂખાની ' નામની ઉઘાડી, ને તેની થાપણ રૂપીઆ ૨૧ ૧/૨ લાખની રાખી. તેણે જે રીતે આ રકમ ઉભી કીધી તે જાણવા લાયક છે:—૩ ૧/૪ લાખ ગણેશ ઇશ્વરની પેઢીમાથી ઉપાડ્યા, બ્રિટિશોએ ગુજરાત અનિયમિત ઘોડેસ્વાર સૈન્યને કાઢી નાખતી વખતે જે પૈસા પાછા આપ્યા તેમાથી સાત લાખ લીધા, હરિ ભક્તિના વંશમા દત્તક ક્રિયા થઈ ત્યારે નજરાણામા મળ્યા તે પાચ લાખ તેમા નાખ્યા, અને છેવટે સંવત ૧૯૧૯ મા કડી પાટણમા થયેલી તેમની પધરામણીના ખરચની રકમ ઉભી કરવાને તેણે નવસારી સિવાયના સઘળા મહાલો ઉપર એક નવો કર નાખ્યો હતો તેની ઉપજમાના બાકીના સવા પાચ લાખ રૂપીઆ પણ તેણે આ નવી પેઢીમાં નાખ્યા. જ્યારે તેઓ ડ્યુક ઓફ એડિનબરોને મળવાને મુંબાઇ પધાર્યા હતા ત્યારે તેમને નવસારીથી

* બાકી રહેલી રકમ ૧૮૨૭ ની કલમબંધી પ્રમાણે દર વર્ષે દર સેંકડે નવ ટકા પ્રમાણેનું બ્યાજ આપવું પડતું હતું.

પણ સ્વારી નજરાણો મળ્યો હતો. સંવત ૧૯૧૫ થી ૧૯૧૯ સુધીના ચાર વર્ષોમા પેઢીના પોતદારી ખાતામાં ૨ ૧/૪ લાખ વ્યાજના જમે થયા હતા, પણ મૂળ થાપણમાં ઉમેરી દેવાથી તેના હાથ બહુજ છૂટા થયા, અને ધીરે ધીરે તે પેઢીએ રાજ્યને બે લાખને બદલે ૭ થી ૮ લાખ રૂપીઆ ધીરવા માંડયા. સંવત ૧૯૧૬ મા તેવીસ લાખની થાપણુ સાથની 'મૌલઅલી' પેઢી ઉઘાડી, ચાર વર્ષમાં તેને પણ વ્યાજના ૨ ૧/૪ લાખ એકઠા કીધા તે થાપણુમા ઉમેરી તેને પણ ૨ લાખને બદલે સાતથી આઠ લાખ રૂપીઆ રાજ્યને ધીરવાનો હક્ક આપ્યો. ગણેશ ઇશ્વરની મૂળ પેઢી પોતદારીમાં આરંભમાં ૧૧ લાખ રોકતી હતી તે પણ હવે ૧૪ ૧/૪ લાખ રોકવા લાગી. આવી રીતે જ્યારે મલ્હારરાવ ગાદી ઉપર વિરાજ્યા ત્યારે તેમને પોતદારી કોઈ પણ શરાફને આપવી પડી નહિ, કારણ કે ઉપરની ત્રણ પેઢીઓમાથી તે પોતાને જોઇતી સઘળી રકમ મેળવી શકતો હતો. જ્યારે રાજ્ય કારોબાર રાજા સર ટી. માધવરાવના હાથમાં આવ્યો ત્યારે તેણે શરાફી રીતિ કાઢી નાખીને ઉપલી ત્રણ પેઢીઓ બંધ કીધી, તથા તેમાની સઘળી રકમ તેણે એક મુખ્ય ખજાનામા લીધી." +

આ સઘળા વર્ષોમા કંપની સરકાર તેની સત્તા આપણા પ્રાંતમા દઢ કરતી જતી હતી, અને વડોદરાના આતર વહિવટમાથી જેમ બને તેમ છૂટી થવા માગતી હતી; પણ બાહેધરીઓ, સહાયકારી સૈન્યના ખર્ચની રકમ અને કરજની રકમોની ચોખવટ થઇ જાય ત્યા સુધી રાજ્યના વહિવટ પર તેનો અંકુશ આવશ્યક હતો. એમા શોચનીય વસ્તુ એ છે કે ગાયકવાડના સલાહકારો બદલાયેલા સંજોગોને સમજી શકયા નહોતા અને જુની ઢબે જ વહિવટ કર્યે જતા હતા, અને જ્યા દ્વિધા સત્તા પ્રવર્તતી હોય ત્યા અથડામણુ થતા વાર જ ન લાગે. અંગ્રેજો બાહોશ અને કાર્યદક્ષ હતા, એ કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે. તેઓ રાજ્યે કબુલેલુ નાણું વખતસર મળતું નહિ તો તેના બદલામા રાજ્યનો મૂલકનો કબજો સદ્યાત લઇ લેતા, એવા દાખલા બનેલા છે.

ઘણા વર્ષો સુધી આ બે સત્તાઓ વચ્ચે ઉપરના કારણોને લઇને ઘર્ષણુ ચાલુ રહ્યુ હતું અને તેમાથી જે તણખાઓ ઉડતા તે આસપાસનાને દઝાડતા હતા. એ ખટપટી વાતાવરણમાથી મલ્હારરાવ ગાયકવાડ ઉપર બ્રિટિશ રેસિડેન્ટને ઝેર આપવાનો કેસ ઉદ્‌ભવ્યો હતો અને એક કમિશન દ્વારા તેની

+ વડોદરાના રાજ્યકર્તાઓ, પૃ. ૨૪૯ થી થી ૨૫૨

તપાસ થઇને, અંતે તેમને ગાદી પરથી પદભ્રષ્ટ કરવામાં આવ્યા હતા. આ બધી બીનાઓ જાણીતી છે; તેમજ પ્રસ્તુત ખંડની કાળ મર્યાદા બ્હારનો આ વિષય છે, એટલે તેની વિસ્તૃત ચર્ચા અત્રે અસ્થાને રૂપ પડે.

તોપણ એટલું જણાવવું જોઇએ કે ગાયકવાડ રાજ્ય પ્રત્યે અંગ્રેજો પ્રથમથી પક્ષપાત ધરાવતા આવ્યા છે અને એ મૈત્રી દાવે તેમણે ગાયકવાડના વાસ્તવિક હક્કો સાચવ્યાનું અને એમના હિતનું રક્ષણ કર્યાનું આપણે અગાડી જોયું છે.

તેથી ઉપરોક્ત બનાવ બનતા પૂર્વેની લૉર્ડ ડેલહાઉસીની રાજ્ય ઓહીયા કરી જવાની ( Policy of Lapse ) રાજનીતિ મહણુ ન કરતાં, હિન્દી હાકેમે મહારાણી જમનાબાઇને ગાયકવાડના વંશમાથી એકાદ યોગ્ય પુરુષને દત્તક લેવાની ભલામણ કરી અને મહારાણી જમનાબાઈની નજર વિદ્યમાન મહારાજા સર સયાજીરાવ ત્રીજા ગાયકવાડ પર ઠરી; તેમને ગાદી વારસ પસંદ કરવામા આવ્યા હતા. સદરહુ પસંદગીમા અંગ્રેજોનો હાથ મુખ્યત્વે હતો; તેથી સર સયાજીરાવના ઇલ્કાબોમા 'ફરઝંદે ખાસ ઇંગ્લિશીયા' એ શબ્દો પણ જોડવામા આવે છે અને પાછળો સર્વ વૃત્તાંત ધ્યાનમા લેતા, એ શબ્દો અર્થસૂચક માલુમ પડશે.

સર સયાજીરાવનો સાઠ વર્ષનો રાજ્ય–અમલ યશસ્વી નિવડયો છે અને એક આદર્શ અને બાહોશ હિન્દી રાજકર્તા તરીકે તેમની દેશપરદેશમા ગણના થયલી છે. વડોદરા રાજ્યે, સર સયાજીરાવની પ્રેરણા અને નેતૃત્વ નીચે, બ્રિટિશ હિંદમાં પણ દાખલ થવા પામે તે પહેલાં એવી વિધ વિધ પ્રગતિમાન પ્રવૃત્તિઓ–જેમકે, સમાજ સુધારો, કેળવણી–સાહિત્ય-વિષય, રાજકારણ, ધાર્મિક, શારીરિક, આર્થિક અને ભાષાને લગતી–આરંભેલી છે, અને તે ઉપકારક જણાય છે. રાજ્યમાથી અજ્ઞાન ટાળવા સારૂ એમણે પ્રાથમિક કેળવણી ફરજિયાત કરેલી છે. સમાજ સુધારો આદરી પ્રજાને સશક્ત અને આરોગી કરવા પ્રયાસ કર્યો છે અને તે ચેતનવંતી, હોશિયાર અને ખબરદાર નિવડે તે સારૂ સ્થળે સ્થળે જ્ઞાનપરબો ઉઘાડી છે, અને તે સર્વ પ્રવૃત્તિઓ પ્રજાને ઉન્નતિના પથે દોરે છે. આવી એમની પ્રશસ્ય રાજનીતિએ સમસ્ત દેશમાં એમના માટે સન્માનની અને ગુણ-જ્ઞતાની લાગણી ઉપજાવી છે અને એથી ઉપકારવશ હોઇને સર્વત્ર એમના ગુણગાન ગવાય છે. એમની પ્રજાનું હિત એમને હૈયે કેટલુ ઉંડુ વસેલું છે, તે રાજ્યના અમલદારોને એમણે જે હુકમ કાઢયો છે, તે પરથી પ્રતીતિ થય છે. એ વટહુકમ નીચે પ્રમાણે છેઃ

"શ્રી મહારાજા સાહેબે પાલ્ય પાલક ખાતે રાજઆજ્ઞા કરતાં જણાવ્યું છે કે, ઠરેલા ધોરણનો ડહાપણથી અમલ કરવો, ધોરણ ઠરેલું ન હોય તો નવું સુચવવું; અને ઠરેલું ધોરણ ભુલભરેલું હોય તો તે દુરસ્ત કરાવી લેવામાં અમલદારોની હોશીઆરી, કર્તવ્યક્ષમતા દેખાઇ આવે છે અને તેમ તેઓ કરે તો તેઓ સરકારને વિશેષ મદદભૂત છે એમ કહી શકાશે."*

અને એમની સમજણ અને દીર્ઘદૃષ્ટિ વિષે લખતાં, ફિલિપ મોરેલ લખે છે:

"For the courage and independence he has shown he has been subjected to constant criticism; but I like to remember a saying of his reported to me by one of his ministers "you must look ahead 40 years. You and I may never live to see the result, if we do well posterity will, bless us."×

કેવી ઉદાત્ત ભાવના; કેટલી ઉંડી નજર; એ માટે કોને માન ન ઉપજે!

આપણે એમના એટલા બધા સમીપ છીએ કે એમની લાંબી કારકીર્દિને બરોબર ઇન્સાફ આપી ન શકીએ, એ સંભવિત છે તો પણ એટલું નિર્વિવાદ છે કે એકલી ગાયકવાડી રૈયત નહિ, માત્ર સમસ્ત ગુજરાતી જનતા જ નહિ પણ અખીલ ભારતવર્ષની પ્રજા એમના રાજવહિવટની મુક્ત કંઠે પ્રશંસા કરે છે, તે ઉચિત છે.

સર સયાજીરાવે આજ દિન સુધીમા સેંકડો વ્યાખ્યાનો આપેલાં છે, તે સઘળાં જેમ વિદ્વતાભર્યાં તેમ પ્રેરણાત્મક, વિચારશીલ તેમ માર્ગદર્શક હોય છે. તે પુસ્તક રૂપે સંગ્રહાઈ પ્રસિદ્ધ થાય છે, એ ખુશી થવા જેવું છે. તેનું ત્રીજું પુસ્તક તાજેતરમા બહાર પડ્યુ છે, તેનો સંપાદક પ્રો. વિજરી, મહારાજા વિષે ઉપોદ્ઘાતમા લખતા, સાચુંજ કહે છે, કે,

* નવ ગુજરાત, તા. ૨૯ મો એપ્રિલ સન ૧૯૩૫.

× Sunday Times, 21st April 1935.

"He is far too critical to believe that patriotism is inseparably bound up with the acceptance of particular traditional views, and adherance to specific customs, appertaining to matters of personal hygiene, of housing, clothing, food, marriage or social intercourse. For him true patriotism consists in the endeavour to obtain the highest type of life for the greatest possible number of one's fellow countrymen."



# પ્રકરણ ૭

## અગણોતરો દુકાળ

"પડીઓ દૂકાળ કે' પરજા પીડે કોઇ કેઇને' નવ્ય આપે;
આપ આપણે' માપે' ખાતાં, ધાંને' ક્રીમે' ન પ્રાપે. ૩૧
માત પિતા બંધવને બેટા ભાઇ ને' ભોંજાઇ;
નાત્ય જાત્ય ગોરીજન જાુઠાં એક અન્ન સાથે સગાઇ." ૩૨

ખીમાહ ડાલીઆનો રાસ
(ઐતિહાસિક રાસ સંગ્રહ ભા. ૧. પૃ. ૬૮)

આગળ અને પાછળના વર્ષોમાં પડેલા દુકાળોને ભૂલાવે એવો ભારે દુકાળ સન ૧૮૧૨-૧૩ માં ગુજરાતમાં પડ્યો હતો અને તે 'અગણોતરો કાળ' તરીકે ઓળખાય છે. એ દુકાળનું દુઃખ વર્ણવ્યું જાય એમ નથી. હજારો મનુષ્યો એના ભોગ થઇ પડયા હતા અને તે પિડિત મનુષ્યોનો દેખાવ એવો ભયંકર અને નિષ્ઠુરતાભર્યો હતો કે ગમે તેવું પાષાણ હૃદય પણ તે નિહાળીને દ્રવી ઉઠે.

વર્તમાન પ્રજાને તેમની વિટંબના અને પિડાનો ખ્યાલ નહિ આવે; કેમકે આજે આવજાનાં અને વ્યવહારનાં સાધનો ખુબ વધેલાં અને ખીલેલાં છે, જૂજ સમયમાં સેંકડો માઈલ દૂરથી જરૂરી માલ સહેલથી આણી શકાય છે. દેશ પરદેશ વચ્ચેનું અંતર તદ્દન કપાઇ ગયું છે; અને એક સ્થળેથી બીજે સ્થળે ખાદ્ય ખોરાક મોકલી આપવામાં વિલંબ થતો નથી, એટલે અનાજની હાડમારી કે ભુખમરા જેવું કાંઇ જોવામાં આવતું નથી.

પણ અગાઉ તેમ નહોતું. વ્યવહારનાં અને મુસાફરીનાં સાધનો એટલી ધીમી ગતિવાળાં, અવ્યવસ્થિત અને અણવિકસિત, તેમ રક્ષણ અને સલામતી વિનાનાં હતાં કે દુકાળ જેવા કઠિન કાળમાં માલની આવજા અત્યંત મુશ્કેલ થઈ પડતી અને દૂરના પ્રદેશમાંથી તે માલ આવી પહોંચતા પુષ્કળ વખત વીતી જતો હતો; એટલુંજ નહિ પણ તે માલ રસ્તામાં લુંટાઇ જવાની પૂરેપુરી ભીતિ રહેતી હતી.

"He is far too critical to believe that patriotism is inseparably bound up with the acceptance of particular traditional views, and adherance to specific customs, appertaining to matters of personal hygiene, of housing, clothing, food, marriage or social intercourse. For him true patriotism consists in the endeavour to obtain the highest type of life for the greatest possible number of one's fellow country men."

---

## પ્રકરણ ૭

---

## અગણોતરો દુકાળ

---

"પડીઓ દુકાળ કે પરજા પીડે કોઇ કેઇને નવ્ય આપે;
આપ આપણું માપે ખાતાં, ધાને કીમે ન ધ્રાપે. ૩૧
માત પિતા બંધવને બેટા ભાઇ ને ભોજાઇ;
નાત્ય જાત્ય ગોરીજન જુઠાં એક અન્ન સાથે સગાઈ." ૩૨

ખીમાહ ડાહીઆનો રાસ
(ઐતિહાસિક રાસ સંગ્રહ ભા. ૧. પૃ. ૬૮)

આગળ અને પાછળના વર્ષોમાં પડેલા દુકાળોને ભૂલાવે એવો ભારે દુકાળ સન ૧૮૧૨–૧૩ માં ગુજરાતમાં પડયો હતો અને તે 'અગણોતરો કાળ' તરીકે ઓળખાય છે. એ દુકાળનું દુઃખ વર્ણવ્યું જાય એમ નથી. હજારો મનુષ્યો એના ભોગ થઇ પડયા હતા અને તે પિડિત મનુષ્યોનો દેખાવ એવો ભયંકર અને નિષ્ઠુરતાભર્યો હતો કે ગમે તેવું પાષાણ હૃદય પણ તે નિહાળીને દ્રવી ઉઠે.

વર્તમાન પ્રજાને તેમની વિટંબના અને પિડાનો ખ્યાલ નહિ આવે; કેમકે આજે આવજાનાં અને વ્યવહારનાં સાધનો ખૂબ વધેલાં અને ખીલેલાં છે, જૂજ સમયમાં સેંકડો માઈલ દૂરથી જરૂરી માલ સહેલથી આણી શકાય છે. દેશ પરદેશ વચ્ચેનું અંતર તદ્દન કપાઇ ગયું છે; અને એક સ્થળેથી બીજે સ્થળે ખાદ્ય ખોરાક મોકલી આપવામાં વિલંબ થતો નથી, એટલે અનાજની હાડમારી કે ભુખમરા જેવું કાંઇ જોવામાં આવતું નથી.

પણ અગાઉ તેમ નહોતુ. વ્યવહારનાં અને મુસાફરીનાં સાધનો એટલી ધીમી ગતિવાળાં, અવ્યવસ્થિત અને અણવિકસિત, તેમ રક્ષણ અને સલામતી વિનાનાં હતાં કે દુકાળ જેવા કઠિન કાળમા માલની આવજા અત્યંત મુશ્કેલ થઈ પડતી અને દૂરના પ્રદેશમાંથી તે માલ આવી પહોંચતા પુષ્કળ વખત વીતી જતો હતો; એટલુંજ નહિ પણ તે માલ રસ્તામાં લુંટાઇ જવાની પૂરેપુરી ભીતિ રહેતી હતી.

તાત્પર્ય કે દુકાળ જેવી પરિસ્થિતિ ઉદ્દભવતાં અનાજની તાણુ પડતી અને સેંકડો મનુષ્યો અન્ન પાણી વિના ટળવળતા; ગમે તેવી અખાદ્ય ચીજો ખાવાને તેઓ ફાંફા મારતા; અરે, અન્નના અભાવે તેમનું ભાન ખોતાં, ન કરવાનાં કૃત્યો કરતા, તેમ છતાં છેવટે બચતાં નહિ; કાંતો રોગનો ભોગ થઇ પડતા કે કમોતે રીબાઇ પિડાઇને મૃત્યુવશ થતા હતા. જગતમાં અન્નની સગાઇ મ્હોટી છે, પહેલું પેટ અને પછી બીજું સર્વ કાંઇ, એ જાણીતી બિના છે અને તેની અછત થઇ પડતાં તે મેળવવા સારૂં મનુષ્ય અધમમાં અધમ માર્ગ ગ્રહણ કરવા પણ ખંચકાતો નથી.

સ્વર્ગસ્થ મલબારીએ હિન્દની ગરીબાઈ વિષે 'ઇન્ડિયન સ્પેક્ટેટર' માં નોંધ લખતાં, સરકારને ચેતવણી રૂપે ખરૂં જ કહ્યું હતું કે ભુખમરો એવી એક વસ્તુ છે કે જે ગમે તેવી રાંક અને નિઃશસ્ત્ર પ્રજાને પણ બળવો કરવા ઉશ્કેરે. તેથી રાજકર્તાઓએ એવી વિષમ પરિસ્થિતિ ઉપસ્થિત ન થવા પામે તે સારૂ ખાસ દરકાર રાખવી જોઇએ, તે સારૂ ઘટતા ઉપાયો આગળથી લેવા જોઇએ.

છેલ્લો મ્હોટો દુકાળ છપનિયાનો સન ૧૮૯૯–૧૯૦૦ મા પડયો હતો. તે વર્ષે વરસાદ નહિ પડવાથી ખેડુતોને કશું પાકયું નહોતું, અને એવી વિપદ્ સ્થિતિમાં તેમની પાસેથી જમીન મહેસુલ સખ્તાઇથી વસુલ કરવામા આવ્યુ હતું તેથી તેઓ બહુ દુર્દશાને પામ્યા હતા. પણ એ સમયે અન્ન વિના ભુખમરાના દાખલા ભુજબાજ જાણવામાં આવ્યા હતા.

તે પછી અતિવૃષ્ટિ થવાથી, ઓછો વરસાદ પડવાથી, કવખતનો વરસાદ વરસવાથી, તીડ પડવાથી, જંતુના ઉપદ્રવથી એક વા અન્ય ભાગમાં અવાર-નવાર વરસ નબળું નિવડેલું છે અને તેથી મોંઘવારી થયલી છે, પણ ભુખમરાથી મૃત્યુ થયાનો કોઇજ દાખલો સાંભળવામાં આવેલો છે. એવા સમયમાં ગમે તેટલા દૂરના ભાગોમાંથી અનાજ અને ઘાસ પ્રસડાઇ આવે છે અને બ્રિટિશ સરકારે પણ દુકાળ દુઃખ નિવારણ અર્થે વર્ષો થયા ચાપતા ઇલાજ લીધા છે, અને લે છે એમ કબુલ કરવું પડશે. કાયમ દુકાળ ફંડ છે એટલુંજ નહિ પણ ઘાસનો સ્ટોક સંગ્રહી રાખવામા આવે છે; વગી ખેડુતોને તગાવી આપીને ઘરતી રાહત આપવામાં આવે છે.

બર્ડવુડ મેમોરિયલ વ્યાખ્યાન આપતાં, આ વર્ષે, હિન્દી માજી પ્રધાનની સર જ્યોર્જ શુસ્તરે યથાર્થ કહ્યું હતું

"The dangers of special bouts of intense suffering, such as were caused by famines, have been eliminated by the material equipment which the British Government has given to India–communications and irrigation scheme–and by the perfection of administrative machinary, strengthened by the preservation of the authority and credit of the Government."

(Mysore Economic Journal, May 1935.)

આપણે અહિં પૂર્વે દુકાળ પડેલા અને લોકને જે હાડમારી અને દુખ સહન કરવા પડેલા તેની વિગતો જુના ઇતિહાસ ગ્રંથોમા નોંધેલી મળી આવે છે, અને સન ૧૮૭૭ મા સોસાઈટીએ ચોત્રીસો દુકાળ પડતા, દુકાળ વિષે નિબંધ લખાવ્યો હતો, તેમા એ વિષયને લગતી ઘણી ઉપયુક્ત હકીકત ચર્ચવામા આવેલી છે. અગણોતરા દુકાળ વિષે, તે નિબંધના લેખક કવિ જેસંગભાઇએ નીચે મુજબ માહિતી આપેલી છેઃ—

"સંવત ૧૮૬૯ ઇ. સ. ૧૮૧૩ ની સાલમા ગુજરાતમા તેમા વિશેષે કરી સુરત તથા કચ્છમા દુકાળ ભારે હતો. પ્રથમ અસાડ માસમા સઘળે ઠેકાણે સારી રીતે વરસાદ થયેલો; તેથી દરેક ખેડુતે પોતાની જમીનમા તન મન અને ધનથી મેહેનત કરી વાવેતર કરેલા પરંતુ પછી આશરે બે માસ સુધી બીલકુલ વરસાદ વરસ્યો નહી તેથી વાવેલા અનાજના રોપાઓ પાણી વીના તાપે કરમાઇ જવા લાગ્યા તેથી ખેડુતોએ થોડા દિવસ વરસાદની વાટ જોઇ સુકાઇ જાય તે કરતા પોતાના ઢોરને તાણી ખવરાવવા એ બહુ સારૂ એમ જાણી ઘણાખરા ખેડુતો પોતાની જમીનમાના અનાજના રોપાઓ ખેંચી લાવ્યા પરંતુ પાછળથી ભાદરવા માસમા વરસાદ થયો તેથી જે જે અનાજના રોપાઓ હયાત હતા તે તે સઘળાઓ પાક્યા અને જેમણે તાણી લીધા હતા તેઓ ઘણા પસ્તાયા. લગભગ ગુજરાતના ઘણાખરા ખેડુતોએ તો તાણી લીધેલા હતા તેથી અનાજ ઘણુ થોડું પાક્યુ. આથી મોઘવારી વધી ચાલી. આમ છતા મોઘવારીમા વધારો થવાનું કારણ એ હતુ કે તેની પહેલાના વરસમા એટલે સંવત ૧૮૬૮ ની સાલમા તીડ આવ્યા હતા; તે ઘણુંખરૂ અનાજ ખાઇ ગયા હતા, આથી મોઘવારીમા બેવડો વધારો થયો તેથી દુકાળે મહા ભયંકર રૂપ પકડ્યું.

વળી તે સાથે તેને બીજે વરસે એટલે સ. ૧૮૭૦ ની સાલમાં રેલ ચઢી હતી તેથી તે વરસ પણ અનાજ પાકી શક્યું નહી. આથી રૈયત ઘણીજ હેરાન થઇ."

પણ એથી વિસ્તૃત અને કાંઈક વિગતવાર વૃત્તાંત "અમદાવાદનો ઇતિહાસ" એ પુસ્તકમાં મળી આવે છે; તે વાસ્તવિક વસ્તુસ્થિતિ રજુ કરે છેઃ-વાંચોઃ

## " અગનોતરો કાળ "

### ઈ. સને ૧૮૧૩.

સંવત ૧૮૬૯ માં કાળ પડો તેથી તે કાળનું નામ " અગનોતરો કાળ " પડું. એ કાળની હેવી બીના છે કે સંવત ૧૮૬૮ ની સાલમાં વરસાદ અતીશે થઓ નેં સર્વે જાતના ધાંન પાક્યાં પણ કોહી ગયાં ને વળી તીડ પડાં તે તમામ દાણો ખાઇ ગયા તેથી બીજે વરસ ભારે કાળ પડયો. રૂપૈઆ એકના ઘઉં શેર (૮) આઠ, મગ રૂપૈઆ એકના શેર (૫) પાંચ નેં ડાંગરના મોહોતો કઇંથીજ દેખાવા પામે. વળી મારવાડ તરફ પણ કાળ હતો તેથી એણી તરફની માણ ઘણી આવી હતી ને અધુરામાં પુરૂ એ કે તાવનો રોગ અતિશે ચાલેલો હતો.

હેવું કહેવામા આવે છે કે ફક્ત અમદાવાદ શહેરમાં ચચારશે પાંચ પાંચશે માણસ છુટતું હતું ત્યારે તે હિસાબે આખા ગુજરાતમાં થઇને એ કાળમાં કેટલું બધુ માણસ ઓછું થયું હશે. એ મરી ગયા તેમાં કંઈકને તો પુરી આગે નથી મલી; નેં શહેરમા ઘેર ઘેર તાવના વારા હતા તેથી કદાપી કોઇને ઘેર માણસ મરી ગયું તો તે ઘેર ઘેર ફરે કે " મહારે ઘેર ફલાણું મરી ગયું છે. તેહેને બાળવા લઇ જવું છે માટે લગીર આવો " પણ એક મડદુ ઊચકવા જેટલા માણસ એકઠાં થઇ શકતા નહિ.

તે વરસ અમદાવાદમા એટલી તો માણ એકઠી થઇ હતી કે કોઇથી કાંઇ ખાવાનું લેઇ બાહાર નીકળાતું નહીં ને કદી કોઇ નીકળ્યું તો હાથમાંથી ચેલી માણ લુંટ પડાવીને લઈ જાય. સોનું રૂપું તથા મોતી ઘણું સુધુ હતું કે સો રૂપીઆનો દાગીનો પચીશ તીશ રૂપૈએ વેચાતો ને કંઇક ફેરા તે દાગીનો લેનાર મળતું નહીં.

આ કાળમાં લોકોને માથે જેવું દુઃખ પડયું છે તેવું કોઇએ સમણામાં

† અમદાવાદનો ઇતિહાસ, મગનલાલ કૃત પૃ. ૬૬.

દીઠું નહી હોય; નેં દુઃખનું તથા એ કાળનું બયાન કરી ઘણાં પાનાં ભરીએ તો પણ એવું રૂપ બતાવી શકાતું નથી.

આ કાળની વખતમાં સરસુબા રામચંદ્ર કશને આંટલી વાત ઘણી ડહાપણની કરી હતી કે જેટલું ધાંન શહેરમાં પેસ્તું તેના ઉપર ચોકી રાખી સામટું વેચવા દીધું નહી પણ હેલું કહ્યું કે, જે લેવા આવ્યો તેહને એક રૂપૈઆથી વધારે આપવું નહી તથા જે દહાડે જે એક વાર લેઇ ગઓ તેને તે દહાડે બીજી વાર આપવું નહી. હેવો બંદોબસ્ત રાખ્યો તેથી થોડું થોડું સર્વને પહોંચ્યું નેં ગરીબ ગરબાં જીવતાં રહ્યા. હેવો બંદોબસ્ત ન કર્યો હોત તો તાલેવંત હોત તે બધુએ ધાંન હોરી જાત નેં ગરીબ લોક વા ફાકતા રેહેત.

" પરમેશ્વર પાસે અમે એવું માંગીએ છીએ કે કોઇ સમયે પણ હેવો કાળ દેખાડશો નહીં. "

આવો દુષ્કાળ પડવાનો છે, તેની આગાહી કરી શ્રી સહજાનંદ સ્વામીએ તેમના ભક્તોને તે સારૂ તૈયારી કરી રાખવા અગાઉ ચેતવ્યા હતા, એટલુંજ નહિ પણ તે વર્ષે પોતે શોક પાળી નખ અને કેશ વધાર્યા હતા અને એટલેથી ન અટકતાં પોતે ગુજરાતથી અનાજ મંગાવી છૂટથી લોકમા વહેંચ્યું હતું અને તેમાં કોઇ પ્રકારનો ભેદભાવ દાખવ્યો નહોતો*.

એ કાળે અંગ્રેજોની સત્તા ગુજરાતમાં નવી સ્થપાતી હતી અને તેમના હિતના રક્ષણ સારૂ ગાયકવાડના દરબારમાં, તેમનો પ્રતિનિધિ કેપ્ટન જેમ્સ રિવેટ કર્નાક, વડોદરે રહેતો હતો; તેણે, આ દુકાળની ભયંકરતા નજરે જોઈ હતી અને તેની તેના મન પર જે છાપ પડી અને જે વિચારો સ્ફુર્યા હતા, તે આ અગણોતરા દુકાળનું હુબહુ વર્ણન રજુ કરે છે.

સદરહુ પત્ર અંગ્રેજીમાં લાંબો હોવાથી અત્રે ઉતાર્યો નથી પણ કામ પુરતો ભાગ, દુકાળ વિષે નિબંધમાં મી. બોરીએ તારવી કાઢયો છે, તે આપીને સંતોષ માન્યો છે.●

" એક રોજ સેંકડોએક મારવાડીઓને ગુજરાતથી બેઠેલા મેં જોયા હતા, અને તેઓની આગળ એક મરણને કાંઠે આવેલી સ્ત્રી પોતાની છાતી

---

* જુઓ શ્રી સહજાનંદ ચરિત્ર પૃ. ૧૦૨-૩.

● દુકાળ વિષે નિબંધ, પૃ ૧૩ કર્તા, એદલજી જમશેદજી બોરી, મૂળ ઇંગ્રેજી પત્ર માટે જુઓ Transactions of the Literary Society of Bombay. વો. ૧, પૃ. ૩૨૧.

ઉપર મુએલા છોકરા સાથે પડી હતી. એ સ્ત્રી પોતાનો નીકળી જતો જીવ જરા વાર ટકાવી રાખવા થોડુંક પાણી માગતી હતી. પણ તેના ઉપર તેટલી દયા કરવાનું પણ તેના સાથીયોમાં કોઇને ભાન નહોતું. થોડા કલાકમાં તે મર્ણ પામી, અને સરકારી સિપાઇઓએ તેને ઉપાડી ત્યાંસુધી તેની લાશ પડી રહી." વળી તે લખે છે કે "એક બીજી સ્ત્રી ભૂખના ભારે દુઃખથી એટલી તો બેદરકાર થઈ ગઇ હતી કે, તેનાં આધમુઆં છોકરાંઓને કૂતરાં તેની નજર આગળથી તાણી જતાં હતાં, પણ તેમને છોડવવાના ઉપાય તેની મંદગતિને લીધે તે કરી શકતી નહોતી. રસ્તે રસ્તે જે મૂડદાં પડતાં હતાં તેમને બીજાં ટાંપી રહેલાં કુતરાં તથા માંસાહારી પક્ષીઓ ખાઈ જતાં. આ મોટા સંકટમાં લોકો જાન તથા સાન તદ્દન ભૂલી ગયા હતાં. એક ધર્મનુરત બ્રાહ્મણ કે જે પોતાના ધર્મને માટે મગરૂર રહે છે, તે પોતાની સ્ત્રી, છોકરી, અને બેનને બે ચાર રૂપિયે દાઘને વેચી નાખવાને તૈયાર થયો હતો. ૨૪ કલાકમાં પાંચસેંથી વધારે મારવાડીઓ મર્ણ પામતાં હતાં. હિન્દુઓ આવી વખતમા પોતાનો સખાવત રૂપી હાથ લંબાવવા ઉદારતા સાથે પરોપકારાર્થે ખંતી રહે છે. આ તંગીના વખતમાં તેઓએ ગરીબનાં પેટ ભરવા હજારો રૂપિઆ ખરચી નાંખ્યા હતા. આવા વખતમાં જે કાંઈ અનાજની વહેંચણી ચાલતી તે લેવાને થતી ગીરદીમાં ઘણાખરાં નિર્બળ થયેલાં નાનાં મોટા છોકરાઓ કુચયાઈ જતા, એટલુંજ નહિ, પણ ઘણાં મોટાં માણસો પણ નાશ પામતાં. આવા વખતમા ભૂખે મરતાં કેટલાંક પ્રાણીઓને ઉપર પ્રમાણે અનાજ વગેરે વહેંચીને જીવાડવાના પ્રયત્ન કરવામાં આવતા હતા, પણ અંતે તો તેઓ મરવાનેજ સરજેલાં હતા. અગણિત મારવાડીઓમાં ભુખમરાથી મંદવાડ તથા બીજાં ઘણાં દરદો લાગુ થયાં હતાં, તે એટલે સુધી કે, તેઓ સંખ્યાબંધ વડોદરામાં ઉતરી પડવાથી ત્યાંના લોકોની ખરાબી થવા માંડી. આથી કરીને શીતળાનો રોગ લાગુ થયો. ભૂખથી બેભાન થયેલી સ્ત્રીઓ પેટને અર્થે પોતાની લાજને પણ દૂર મૂકવા લાગી, અને તેથી કેટલાક દુષ્ટ વ્યાધિઓનો ભોગ થઇ પડી, મારવાડીઓનાં મૂડદાં, વગર દરકારે ખુલ્લી જગોએ કોહી જતાં, તેથી હવામાં ઘણો બિગાડ થઇ અનેક જાતના દરદો પેદા થયાં. એટલું છતાં વડોદરામાં ગાયકવાડ સરકાર તરફથી મૂડદાં દાટવાની પૂરતી સંભાળ લેવામા આવતી હતી. વડોદરા શહેરે મોટામાં મોટો આ દુકાળ જોયો."

---

## પ્રકરણ ૮

## સન ૧૮૧૯ નો ધરતીકંપ

" તરતજ એક ભયંકર ધરતીકંપ થયો કે જેથી કેટલાંક ઘરો જમીનદોસ્ત થઇ ગયાં, અને તેમાં કેટલાંક માણસો તથા જાનવરોનો નાશ થયો. રણ, બન્ની અને પચ્છમના ટાપુમાં જે બધી સુકી જમીન હતી ત્યાંહાં પાણી થઈ ગયું; નદીઓમાં પાણી સુકાઇ ગયાં. કુવાઓ મીઠા હતા તે ખારા થયા અને ખારા હતા તે મીઠા થયા અને રણના પશ્ચિમના ભાગમાં એક ઉંચો ટેકરો થઇ ગયો કે જેથી કચ્છમાં સિંધુ નદિનું પાણી આવતું અટક્યું.

કચ્છ દેશનો ઇતિહાસ, પૃ. ૬૬.

ગયે વર્ષે ( જાન્યુઆરી ૧૫ મી, સન ૧૯૩૪ ) બિહાર પ્રાંતમાં ધરતીકંપનો બનાવ તાજેજ બનેલો છે. પ્રભુનું સામર્થ્ય વર્ણવતા ઘણી વાર કહેવામાં આવે છે કે તે જોતજોતામાં જ્યાં જળ હોય ત્યાં સ્થળ અને સ્થળ હોય ત્યાં જળ કરી મૂકે છે અને તેના પ્રમાણ તરીકે ઉપર ઉતારેલું અવતરણ રજુ કરી શકાય; અને આપણે પ્રત્યક્ષ નિહાળ્યું છે કે બિહારમાં એક રાતમાં જબરજસ્ત ફેરફાર થવા પામ્યો હતો. ત્યાં નદીનો પ્રવાહ અદ્દશ્ય થયો, વેરાન જગો જળમય બની ગઇ, અને મ્હોટી મ્હેલાતો ખંડેર થઇ પડી હતી. ભાવિની ગતિ, ખરે, અકળ છે.

ભૂકંપથી ખુવારી થાય છે તે અસહ્ય હોય છે. માલમિલકતની બરબાદી સાથે મનુષ્યની હાનિ પણ થોડી હોતી નથી. અને ધરતીકંપના આંચકા, અવારનવાર, એક વા બીજે સ્થળે ચાલુ રહે છે. ચાલુ વર્ષમાં એપ્રિલ મહિનામાં ફાર્મોસા ટાપુમાં મ્હોટો ધરતીકંપ થઇ, પારાવાર નુકશાન પહોંચ્યું હતું અને હજારો મનુષ્યો, બાળબચ્ચાં, સ્ત્રી પુરુષો અકાળે મૃત્યુ પામ્યાં હતાં.

તા. ૩૧ મી મેએ કવેટામા ૫૦,૦૦૦ થી વધુ મનુષ્યનો નાશ થયો હતો અને કરોડોની મિલ્કત તારાજ થઇ એ દુઃખ તો પારાવાર અને વર્ણવ્યું જાય એમ નથી.

દુનિયાના કોઈ પણ સ્થળમાં ધરતીકંપનો સહજ પણ કંપારો થાય તો તેની ખબર તુરતજ સિસ્મોગ્રાફ યંત્ર પર નોંધાય છે. વિજ્ઞાને એટલે દરજ્જે પ્રગતિ કરેલી છે, અને આપણે ઇચ્છીશું કે વિજ્ઞાનના નિષ્ણાતો ધરતીકંપની માહિતી, સૂર્ય ચંદ્રના ગ્રહણની પેઠે, અગાઉથી જાહેર કરવાને શક્તિવાન થાય, જેથી મનુષ્ય પર જે અણધારી આફત આવી પડે છે, તેના નિવારણ સારૂં કાંઇક વ્યવહારૂ માર્ગ તેમ ઘડાલાજો યોજી શકાય ×

આવે સમયે મનુષ્યની નિરાધારતા અનુભવાય છે.

ભૂતળના કેટલાક ભાગોમાં ધરતીકંપ વારંવાર પણ વત્તાઓછા જોરમાં સતત્ થયા કરે છે, અને એવા જોખમવાળા પ્રદેશોની આપણી યાદી છે, તેમાં, એ વિષયના કેટલાક અભ્યાસીઓના અભિપ્રાય પ્રમાણે, ગુજરાત પ્રાન્તનો પણ સમાવેશ થાય છે.

ધરતીકંપના સહેજસાજ આંચકાની આપણને સામાન્ય રીતે ખબર સરખી પડતી નથી. યંત્ર પર એ બનાવની નોંધ થઇ, તે હકીકત જાહેર કરવામાં આવે છે, ત્યારે તેની ખબર પડે છે.

ગુજરાત પ્રાન્ત ભૂકંપથી તદ્દન બાતલ રહ્યો નથી. પણ તે બનાવ ક્યારે ક્યારે બન્યો તેથી આપણે અજ્ઞાન છીએ. પ્રાચીન વલ્લભીપુરનો નાશ સાધુના શ્રાપને લઇને નહિ પણ તે ધરતીકંપને લઇને હોઈ શકે તે સંભવિત છે.

અગાઉના ધરતીકંપ વિષે આપણે કાંઇ વિશેષ જાણતા નથી પણ સન ૧૮૧૯ માં ગુજરાતમાં મ્હોટો ધરતીકંપ થયો હતો, તેનો તાદૃશ્ય ચિતાર આપણને ઉપલબ્ધ છે.

અમદાવાદની કેટલીક મસિદોના મિનારા તે વખતે તૂટી પડયા હતા અને બાદશાહી મકાનોનો નાશ થયો હતો.

---

× સરખાવો:—ધરતીકંપના આંચકા અને અદિોલન માપવાના અનેક જાતનાં યંત્રો રચાયાં છે, પરન્તુ એ સર્વ ફક્ત ધરતીકંપ ક્યાંથી અને કેટલે વખતે ઉદ્ભવે છે, એજ બતાવે છે. કેટલાક વૈજ્ઞાનિકોનું એમ માનવું છે કે ધરતીકંપનું તોફાન ભીતરમાંથી ઉપર આવતા ઘણો સમય લાગે છે, અને એ દરમિયાન પ્રથમ નાનાં આંદોલનો પૃથ્વીની સપાટી પર આવે છે, પરંતુ એ એટલાં સૂક્ષ્મ હોય છે કે અત્યારનાં યંત્રોથી એ નોંધી શકાતાં નથી. આમ છતાં જો ભવિષ્યમાં એવું યંત્ર શોધાય તો જરૂર ઘણા માણસોના જાન બચાવી શકાય. યશવંત ગુ- નાયક પ્રસ્થાન ચૈત્ર, સં. ૧૯૯૦.

ભારે નુકસાન તો એ ધરતીકંપે કચ્છમાં કર્યું હતું, અને તેનું વિગતવાર વર્ણન પણ મળી આવે છે

એ અરસામાં અંગ્રેજો કચ્છમાં પોતાની સત્તા મજબુત કરતા હતા અને એમના એજંટ તરીકે મી. જે મેકમુરડો ત્યાં રહેતો હતો. મી. મેકમુરડોએ નિયમ મુજબ પ્રસ્તુત બનાવનો રીતસર રીપોર્ટ મુંબાઇ સરકારને લખી મોકલ્યો હતો તે હાલમાં પ્રસિદ્ધ થયો છે, × પણ પોતે શી શી લાગણી અનુભવેલી, કેવા સંજોગોમાંથી તે પસાર થયો હતો અને આખા દેશમાં કેવી સ્થિતિ થવા પામી હતી તેની વિસ્તૃત હકીકત તેણે મુંબાઇની લીટરરી સોસાઇટીને પત્ર રૂપે લખી મોકલી હતી, અને પ્રસ્તુત બનાવ વિષે એ લખાણ જેમ વિશ્વસનીય તેમ મહત્વનું હોઇને, તેનો સાર ભાગ અત્રે આપીએ છીએ —

"તા ૧૬ મી જુન સન ૧૮૧૯ ના રોજ સાંજના પોણા સાત, સાતના અરસામાં કચ્છમાં ધરતીકંપનો આંચકો લાગ્યો હતો. હિન્દમાં તે બહુ મ્હોટા વિસ્તારમાં માલુમ પડયો હતો, તેમ કેટલાક ભાગમાં તેથી નુકશાન પણ ભારે થયું હતું. આ પ્રાન્તમાં એ બનાવ કેવા સંજોગોમાં બન્યો અને તેનું શું ભયંકર પરિણામ નિપજ્યું, એ હકીકત તેની શાસ્ત્રીય વિગતોમાં ઉતર્યા વિના જણાવીશ

આ બનાવની આગાહીરૂપ આકાશમાં કે વાતાવરણમાં એવું કોઈ ચિન્હ તે અગાઉ નિહાળવામાં આવ્યું નહોતું. ગરમીના દિવસો હતા, આકાશ સ્વચ્છ અને શાન્ત હતું. પશ્ચિમનો પવન વાતો હતો. તડકામાં છાંયડે ૧૦૫ ડીગ્રી ગરમી માલુમ પડતી, એ પરિસ્થિતિ તે અરસામાં હતી

ત્રીજી જુને, ગાજવિજ ને વિજળી સહિત, ઇશાન કોણમાંથી, સખ્ત વરોળિયો ને વરસાદ આવ્યા હતા, જે આ ઋતુમાં સામાન્ય હોય છે, એ વરસાદનું તોફાન બે કલાક ચાલ્યું હતું, આખી રાત વરસાદ પડયો હતો અને તે લગભગ સર્વત્ર હતો

ઉપર જણાવેલા દિવસે, આખા દિવસની ગરમી પછી મિત્રો સાથે મોનજગઢની સામેના મકાનની અગાસીમાં બેઠા હતા, સાંજનો સમય હતો, આકાશ નિર્મળ હતું, ઠંડા પવનની લહેરો પશ્ચિમમાંથી ફરફરતી હતી. એ જગો અંજારમાં ટેકરીપર આવેલી હતી, પાસેજ ગામનો બુરજ

× જુઓ ઇન્ડિયન કલ્ચર સન ૧૯૩૫ જાન્યુઆરી,

હતો, જ્યાં ચાર તોપો ચઢાવેલી હતી. એ બનાવની પ્રથમ ખબર અમારી ખુરશીઓ સહજ ગતિમાન થઇ, જાણે કે ઉંચકાઈ જતી હોય અને પવનથી બારીબારણાં ખસતાં હોય, એવા અવાજથી માલુમ પડી અને શું થયું. એવું કાંઇ પૂછીએ તે અગાઉ જગોપરથી અમારી ખુરશીઓ ફરીવારની ઉંચકાઈ હતી અને તે ગતિ એટલી સ્પષ્ટ હતી કે, મેં ધરતીકંપનો આંચકો અગાઉ અનુભવ્યો ન હતો તે હું કદી ભુલી શકું નહિ.

બુરજમાંથી દરેક જણ બનતી ઝડપે નાશી નિકળ્યા અને સહેજ-વારમાં એ દેખાતો બુરજ, તુટી પડી, ભોંય ભેગો થયો, તેમાં તોપ વગેરે સામાન દટાઇ ગયાં અને તે પછી તુરતજ કિલ્લાની દિવાલ, મિનારા અને પંદરસેંથી વધુ ઘરો ખંડિયેર થઇ પડયાં. એ સમયે બુરજથી ત્રીસ વાર દૂર હું ઉભો હતો. એ આંચકો કેટલી મિનિટ રહ્યો એ વિષે મતભેદ છે, પણ હું માનુ છું કે તે બેથી અઢી મિનિટ ચાલ્યો હશે. એ સમય એવો હતો કે મનની સ્વસ્થતા રહી શકે નહિ અને એ આઘાતની અસરથી મુક્ત થઇ પાછો હું વિચાર કરી શકું એવી સ્થિતિમાં આવ્યો ત્યાં તો આસપાસની ખુવારી અને નુકશાન જોઇને હું સ્તબ્ધ થઇ ગયો; ટેકરીઓ, બુરજો અને ઘરો જે અડધા ઘડી પહેલાં, ટકાઉ અને મજબુત દેખાતાં, તે ઝોલાં લેતાં, કે પડતાં માલુમ પડયાં હતાં, ટેકરીઓમાંથી ધૂળના ગોટા કે ધુમાડો નિકળતો અને ઘરો સાવ જમીનદોસ્ત થયાં હતાં.

એ ધરતીકંપની ગતિ પરત્વે ભિન્ન ભિન્ન અભિપ્રાય જણાય છે. કેટલાક કહે છે, કે ધરતી તેમના પગ નીચે ચીરો થતી અને તેઓ નીચે દબાવા લાગતા હતા; બીજાઓ કહે છે કે, તે દોલાયમાન (vibratory) હતી, જ્યારે થોડાક તેની ગતિ મોજાં જેવી વર્ણવે છે. શરૂઆતમાં ખુરશી નીચેથી ધક્કો લાગતાં, મારી માન્યતા મુજબ તેની ગતિ મોજાં રૂપ (undulating) હતી. મ્હોટું પાટીયું એ છેડે ટેકાથી ગોઠવેલું હોય અને તે પર ચાલતાં જેવી સ્થિતિ થાય તેવી એ વખતે જણાઈ હતી.

એ બનાવની સાથે પ્રચંડ વંટોળીઓ અને સંખ્યાબંધ ઉડતાં પક્ષીઓના સમુહની ગતિથી જેવો અવાજ થાય એવો અવાજ થયો હતો. કેટલાક આની ના પાડે છે પણ મારી ખાત્રી છે કે આ બન્ને બનાવો બન્યા હતા, એટલુંજ નહિ પણ પછીથી જે આંચકા થયા હતા ત્યારે પણ તે અવાજ તેની સાથે સંભળાયો હતો.

સોળમીની રાત્રિ તદ્દન શાન્ત અને રમ્ય હતી. અમે ખુલ્લામાં સુતા હતા એટલે કંઇ અસાધારણ બને તે જોવાની તક હતી.

તે રાત્રે ચાલુ કરતાં વધુ તારા ખર્યા હતા; તે ધરતીકંપને લઇને હોય એ હું નક્કી કહી શકું નહિ, કદાચ તે આવા બનાવ વિષેના મારા વાચનને પરિણામે એ ભ્રાન્તિ હોય.

અગીઆર વાગતા પૂર્વે અમને ત્રણ આંચકા લાગ્યા હતા, અને ચોકીઆત અને અન્ય જનોના કહેવા પ્રમાણે રાત્રિ દરમિયાન એવા બીજા આંચકા પણ લાગ્યા હતા. પણ તેની ઝાઝી અસર માલુમ પડી ન હતી.

બીજે દિવસે તા. ૧૭ મીએ પણ ધરતી વારંવાર ડોલતી અને સાથે વંટોળીયો અને પૈડાંવાળી ગાડી જેવો અવાજ થતો, માલુમ પડયો હતો. દશ વાગે તો સખ્ત આંચકો લાગ્યો હતો અને રહ્યાં સહ્યાં ખંડેરો નીચે તુટી પડયાં હતાં.

આ આંચકાની નોંધ રાખી નથી, તેથી તેની તપસીલ આપવાનું બની શકે એમ નથી; તેમ છતાં ઓગષ્ટની શરૂઆત સુધી એક કે વધુ આંદોલનો થયા વિના એકકે દિવસ પસાર થયો નહોતો. પછીથી તે ઓછા થયા; ત્રણ ચાર દિવસના ગાળે એકાદ વાર જણાતો; એ રીતે છેલ્લો આંચકો ૨૩ મી નવેમ્બરે માલુમ પડયો હતો.

એ વિષે કાંઇ ખાત્રીલાયક કહી શકાય એમ નથી પણ જુન મહિનામાં દરરોજ એ ત્રણ આંચકા લાગતા; જુલાઇમાં દરરોજ એક; ઓગસ્ટ સપ્ટેમ્બરમા ત્રણ દિવસના આંતરે એક, ઓકટોબર આખામાં ૭ અને નવેમ્બરમાં ત્રણ મળીને આસરે એકસો આચકા જણાયા હતા.

એ આંચકાની વર્ગણી ચાર વિભાગમા થઇ શકેઃ (૧) પહેલો અને બહુ સખ્ત હતો તે (૨) જેની અસર મકાનો પર ઝાઝી થઇ નહોતી, પણ ઉભેલો મનુષ્ય તેની ગતિ જોઇ શકે અને તે નીચેના સમયે જણાયા હતા. ૧૭ મી જુને, ૧૦ વાગે; ૨૯ મી જુને ૨ વાગે; બપ્પોરે, ૪ થી જુલાઇએ ૩ વાગે પરોઢિયે, અને ચોથો મધ્યરાત્રે, એજ મહિનામાં દિવસ વિસરી ગયો છું. ત્રીજો વિભાગ એવા આચકાઓનો, જેની ગતિ બેઠેલા કે સુતેલાને જણાય, અને ચોથો વિભાગ, જે આંચકાની સર્વને ખબર પડી નહોય; પણ કેટલાકને તે લાગેલો.

- આ જુદા જુદા આંચકાઓની ગતિ પણ દોલાયમાન, મોજાં જેવી તેમ પૃથ્વી ફરતી હોય તેવી હતી. બીજા વિભાગના આંચકા વખતે પક્ષીઓના ફફડાટ જેવો અવાજ સંભળાતો; અને ત્રીજા વિભાગમાં એ અવાજ તે બનાવની પૂર્વે વા પાછળ જણાતો હતો. પૃથ્વીમાંથી ઉદ્ભવતો હોય એમ એ અવાજ સંભળાતો અને તે પરથી આંચકો લાગશે, એવી આશા રખાતી તે કદી નિષ્ફળ જતી નહિ.

૧૬ મી તારીખના આંચકાની સખ્ત અસર મુખ્યત્વે કચ્છમાં જણાઈ હતી. બીજા વિભાગોને અથવા તેની સરહદપરના મુલકને ઝાઝું નુકશાન થયું ન હતું.

એ ધરતીકંપ કલકત્તા, ચુનાર, પાંડેચરી, અમદાવાદ, ભરૂચ વગેરે વગેરે શહેરોમાં પણ જણાયો હતો.

એ ધરતીકંપમાં નવાઈ પામવા જેવું એ છે કે તેનો વિસ્તાર બહોળો હોવા છતાં, તેની માઠી અસર માત્ર કચ્છમાં જ જણાઇ હતી.

હવે એ ભયંકર ભુકંપની શી અસર થઈ તે જોઇએ. પ્રથમ તો એ બનાવે સૌને ચિંતાતુર કરી મૂક્યા હતા; શરીરનાં અવયવો ઢીલાં પડેલાં; તેમ પેટમાં પણ એક પ્રકારની બેચેની ખાસ કરીને દેશીઓમાં જણાઇ હતી.

એ સમયમાં મનનો અજંપો ચાલુ હતો તેમ એકલા રહેતા ભય લાગતો. દેશીઓમાં તો નિરાશા અને નિરાધારતાની લાગણી તેમના મુખપર તેમ તેમની વાણીમાં દષ્ટિગોચર થતી હતી.

પશુ પક્ષીઓમાં આની ઝાઝી અસર જણાઇ નહોતી; પણ ઘોડાઓ ચાલતાં તેમનું સમતોલપણું ખોતા; અને કબુતર વગેરેને તો સહજ પણ આંદોલનની જાણ થતી; ભૂજમાંના હાથીઓ ભયભીત થઇને હાથીખાનામાંથી ભાગેલા અને રસ્તે દોડતા, માત્ર ખંડેરો, ઈંટ માટીના ઢગલાથી રોકાયા હતા.

તા. ૧૬ મીના ધરતીકંપની જ બહોળી અસર થઈ હતી; અને તે આખા કચ્છ પ્રાંતમાં જણાઈ હતી.

એકંદરે ભૂજ, અંજાર, મોથેરા, તેરા, કોઠારા, નળીઆ, માંડવી અને લખપતમાં મળીને ૧૫૪૩ ઘર નાશ પામ્યાની વિગતો મળી છે; બીજા ભાગોની ખાત્રીલાયક હકીકત ઉપલબ્ધ નથી.

મોથેરામાં એક જાડેજાનું આખું કુટુંબ મકાનો પડતાં, ઓરડામાં ગુંગળાઇને મૃત્યુ પામ્યું હતું; ફક્ત એક ઘરડો વડીલ અને એક પુત્ર બચ્યાં હતા.

એથી ટેકરીઓને કાંઈ વિશેષ નુકશાન થયુ નહોતુ પણ એ બનાવના વખતે તેમાથી ધુળના ગોટા ઉંચે ચઢતા દરેકમાથી નિહાળવામા આવ્યા હતા, ઘણા ગૃહસ્થોએ ધુણી પણ જોઇ હતી, અને કેટલેક સ્થળે ઘડીભર બળતુ દેખાયુ હતું. એક પ્રતિષ્ઠિત ઠાકોરે મ્હને ખાસ કહ્યું હતુ કે તેનો કિલ્લાની નજદિકની ટેકરીમાથી આગના ભડકા નિકળતા હતા, અને એક મોટો ગોળો પૃથ્વીમાથી નિકળી ઉંચે આકાશમા ચઢયો હતો, અને તે પાછો નીચે સળગતો, ચાર પાચ ટુકડા થઈ પડયો હતો બીજે દિવસે એ સ્થળ તપાસતા ટેકરીમા ચિરાડા પડેલા અને પથરા નિકળી પડેલા, જાણે કે કાંઇ નીચે સમાઇ ગયુ હોય અને જ્યા તે ગોળો પડેલો ત્યાની ભૂમિ પર દેવતાની નિશાનીઓ માલુમ પડતી હતી. સરકારી રેસિડેન્ટે એ બનાવનો રિપોર્ટ કરેલો છે કે સદરહુ ટેકરીમા મ્હોટી ફાટ પડી છે તેમ વચમા ખીણુ થઇ, તેની ઉંચાઇ પણ ઓછી થયેલી છે.

આ ઋતુમા કચ્છની નદીઓ પાણી વિનાની સુકી હોય છે આ ધરતીકંપથી એ નદીના તટ, થોડી મીનીટો સુધી બને તટે પાણીથી ભરાઇ ગયા હતા અને કેટલાક જણાવે છે, એ પાણી અડધો કલાક રહ્યા હતા, પછી ધીમે ધીમે સમી ગયા હતા, આ દશ્ય મે જાતે નિહાળ્યુ નથી પણ તે નહિ માનવાને કઇ કારણ નથી ગધાણુ ભાયાતની તકરારનો નિકાલ કરવા મેં બે મુખીઓને મોકલ્યા હતા, તેઓ રથમા મુસાફરી કરતા હતા એટલે એમને ભૂકપની અસર જણાઇ નહોતી સધ્યાકાળે સધાણ નદી નજદિક પહોચતા તે બને કાઠે ભરેલી જોઇને તેઓ તાજુબ થયા હતા.

ખીણુમાની નદીઓ અને રેતાળ ભાગવાળી નદીઓમા આ બનાવ બન્યો હતો કુવાઓ પણ બધે ઉભરાઇ ગયા હતા કેટલેક સ્થળે તો બેસી ગયા અને કેટલેક સ્થળે જમીનમાથી બારથી વીસ ફુટના ઘેરાવામા પાણી ઉછળીને પડતુ હતું

સદરહુ આચકાથી કચ્છના પૂર્વ અને પશ્ચિમ ભાગ જ્યા થઇને સિંધુનું વહેણ જતું હતું, તે રણ અને ભૂમિ વિભાગને વિશેષ અસર થવા પામી હતી લખપટ આગળ સિંધુની આ શાખા ઓટના વખતે એકાદ ફુટ પાણીમા ઓળંગી જવાતી, અને ભરતીના વખતે એ પાણી ૭ ફીટથી વધારે રહેતુ નહિ બીજે સ્થળે પણ એક બે ફુટ પાણી જણાતું પણ ધરતીકંપ પછી અહિ ઓટ વખતે ૧૮ ફીટ પાણી થયુ છે તેની ઉંડાઇ માપતા કચ્છ અને સિંધ વચ્ચેના ત્રણ ચાર માઇલના ગાળામા

તે ચારથી ચોવીસ ફુટ માલુમ પડી હતી. એની પૂર્વે સૈકાથી વહાણુ એમા આવી શકતા નહિ તે હવે આવી શકશે. રણ, જે લખપટથી વિસ્તરી કચ્છના ઉત્તર પ્રદેશને ફરી વળે છે, તે વર્ષમાં આ મમયે એક ઠેકાણે ઓળંગાય છે. અત્યાર સુધી એ સુકી જમીન હતી. જો એ પાણી ચાલુ રહે તો આખું વર્ષ વહાણુ ફરી શકશે, જે સ્થિતિ પ્રાચીન કાળમાં હતી.

સિંધુ નદીની શાખા જ્યાં રણ આગળ જોડાય છે, એ હદ પરનું કચ્છનું ગામ સિંદરી, ધરતીકંપના આચકાથી જળમય થઇ પડયું હતુ, લોકો મહા મુશ્કેલીએ નાસી છૂટયા હતા. ફક્ત ગામની દિવાલના મથાળાના ભાગ ફરતા પાણી ઉપર નજરે પડે છે. સિંદરી એવી જગો પર હતું કે એનો વિનાશ જ થાય.

સમુદ્રપર પણુ તેની અસર થએલી હોવી જોઇએ પણ તે સંબંધી કાંઇ ચોક્કસ પુરાવો મળી આવ્યો નથી.

પૂર્વે કચ્છમાં ધરતીકંપો થયા હોવા જોઇએ, કેમકે એવી કેટલીક નિશાનીઓ એની જમીનમાથી મળી આવે છે.

દેશીઓ માટે તો આ પહેલો જ પ્રસંગ હતો અને તે સૌ આથી બહુજ ગભરાઇ ગયા હતા. ચોતરફથી એવી ખબર ફેલાઇ કે પૃથ્વીનો પ્રલય આવી પહોચ્યો છે, તે સાભળીને સૌ ચોકી ઉઠયા હતા, અને શરૂઆતનો ગભરાટ શાત પડતા, લોકની નિર્મળતાનો લોભી અને સ્વાર્થી પુરુષોએ લાભ લેવા માડયો. બ્રાહ્મણોને દાન દક્ષિણા આપવા બોધ કરવામા આવ્યો અને જેઓ બ્રહ્મભોજન કરાવશે નહિ તેમ પાપ કાર્યમા મચ્યા રહેશે તેમના પર આફત આવી પડશે, એવી અફવાઓ પ્રસરવા માડી. કાશીથી એક પત્ર આવી પહોચ્યો હતો તેની લોક પર ઝાઝી અસર થવા પામી હતી. એ પત્ર નીચે પ્રમાણે હતોઃ—

શ્રી રામજીના નામનો એક પત્ર આવ્યો છે, તે કાશીથી આવ્યો છે. કલયુગના મધ્ય ભાગમા સતયુગ થશે. શ્રી બુદ્ધજી દર્શન દેશે કલયુગના ૪૯૧૨ વર્ષ પૂરા થયા છે અને સં. ૧૮૮૬ (સન ૧૮૧૯) પછી સતયુગ ૧૩૦૩૩ વર્ષ ચાલશે. આસો સુદ પાચમ (૨૪ સપ્ટેમ્બર ૧૮૧૯) ના રોજ રાત્રે ૨૪ ઘડી વિત્યા બાદ, તે પળે શ્રી બુદ્ધજી પ્રકટશે, અને સતયુગનો આરંભ થશે. ધરતી સાત ઘડી અને ત્રીસ પળ સુધી ધ્રુજશે, ધરતી ફાટશે, પછી જુઠા અને ધર્માદા નહિ કરનાર મનુષ્યો તેમા સમાઇ

જશે. જેઓ ધાર્મિક અને પરોપકારે વૃત્તિવાળા છે, ભગવાન પર વિશ્વાસ ધરાવે છે, દાન આપે છે, પુન્ય કર્મ કરે છે, મારાં કામથી બ્હીએ છે, તેઓ જ બચશે, સત્યયુગ ૧૩૦૩૩ વર્ષ ચાલુ રહેશે. મનુષ્યનું આયુષ્ય ૨૫૦ વર્ષનું થશે. સર્વત્ર મૈત્રી અને શાન્તિ પ્રવર્તશે. ૪૫ દિવસનો માસ થશે; દરેક દિવસ ૯૦ ઘડીનો થશે; ૩૬ ઘર ચન્દ્રના, બાર ગ્રહ અને ૧૫ રાશીઓ થશે. રાત્રે ૧૩ ઘડી રહેશે ત્યારે સત્યયુગ આરંભશે. શ્રી બુદ્ધજીનું પ્રાકટ્ય થશે. વેદનો ખૂબ અભ્યાસ કર્યા પછી આ માહિતી મેળવેલી છે. શ્રી બુદ્ધના મહાગ્રંથના પુષ્કળ વાચન પછી આ જ્ઞાન પ્રાપ્ત થયું છે. જેઓ આ કાગળ વાંચશે; સાંભળશે, અથવા તે સૌ સાંભળે અને વાંચે એવી વ્યવસ્થા કરશે, તે બહુ પુન્યશાળી થશે. આમાં વિશ્વાસ રાખશો; જેઓ તે માનશે નહિ તેમને બ્રાહ્મણ કે ગૌ માર્યાનું પાપ લાગશે. જેમને શ્રદ્ધા નથી તેઓ નરકે જશે; જેઓ માનશે તેમને સ્વર્ગ મળશે, સુખી થશે, ભગવાનને પ્રાપ્ત કરશે. શ્રીકૃષ્ણ દામોદરજી સત્ય છે.

સદરહુ પત્ર બાળબોધ લિપિમાં વ્રજભાષામાં લખાયલો હતો. તેમાં જણાવેલી ઘડી પાપીઓનો નાશ કરવાની આવી પહોંચતા, લગભગ પ્રત્યેક સંભાવિત હિન્દુ સ્વચ્છ થઇને, મ્હોંમાં તુલસીપત્ર રાખીને ક્યારે એ પળ આવે તેની રાહ જોઇને, જે ટાળવા સારૂં તેણે છૂટે હાથે દક્ષિણા આપી તેમ બ્રહ્મ ભોજન કરાવ્યું હતું, બેઠો હતો.

મુસ્લિમો પણ એટલાજ ગભરાયા હતા અને મસિદોમાંથી પાપીઓને શિક્ષા થશે એવી બાંગ પોકરાવી હતી અને મક્કાથી એક સીલબંધ પત્ર આવ્યો હતો તેમાં રોઝે કયામત આવી પહોંચ્યાનું જણાવ્યું હતું.

મોલવી અને સૈયદ ધરતીકંપનું કારણ જણાવતા કે દુલદુલ નામનો અશ્વ ખોરાક માટે તલબી કરતો હતો. તેથી સર્વ ભલા મુસ્લિમોએ મુલ્લાંઓને ઘાસ અને દાણો મોકલી આપવા એવી ભલામણ તેમના તરફથી કરવામાં આવી હતી.

હિન્દુઓ આ આફતનું કારણ દેવદાનવ વચ્ચે યુદ્ધ થયાનું કહેતા અને તે વિષે કંઇ કંઇ વિચિત્ર વાતો બનાવી કાઢતા. દરેક વર્ગ, જાતિ અને સંપ્રદાયમાથી પયગંબરો ઉગી નિકળ્યા હતા, કેટલાક કહેતા અમે આ બનાવની આગાહી કરી હતી; એટલુંજ નહિ પણ એવા બનાવો હજી વધુ બનશે. ટુંકાણમા ઢોંગધતુરા વધારી, વહેમ અને અજ્ઞાનનો લાભ લેવા ભારે પ્રવૃત્તિ ચાલી રહી હતી.

૧૧ મી જુલાઈએ વર્ષા ઋતુ શરૂ થઇ તે પણ મનુષ્ય જીવનના સ્મરણમા નહિ એવી સખ્ત અને નુકશાનકારી નિવડી હતી. કચ્છના પશ્ચિમ ભાગમાં કલાકો સુધી વરસાદ દરરોજ પડ્યો હતો અને તેની સાથે ધરતીકંપના પ્રસંગોપાત આંચકાઓએ લોકોને ભયભિત કરી મુક્યા હતા. પૂર્વ ભાગમા એજ સ્થિતિ, પણ કાંઇક દરજ્જે ઓછી, એકસરખી ચાલુ રહી હતી ને બે માસમા એવો એક દિવસ પસાર થયો નહિ હોય કે તે દિવસે થોડો વરસાદ પણ પડ્યો નહિ હોય.

તેના પરિણામે પાક નિષ્ફળ ગયો; અથવા ખેતરમા રોપણી જ થઇ શકી નહિ અને સન ૧૮૧૨-૧૩ ના દુકાળમા જે ભાવે અનાજ વેચાતું તે કિંમત આજે કચ્છમા અનાજની છે.

વરસોવરસ કરતા આ વર્ષે વિજળી અને ગાજવીજ પણ ખુબ થયા હતા અને દિવસો સુધી સૂર્ય વાદળથી છવાયલો રહ્યો હતો. પશ્ચિમ તરફથી વાવાઝોડુ પણ આવ્યું હતું, તેણે કચ્છના પશ્ચિમ ભાગમા વંટોળીયાનું સ્વરૂપ ધારણ કર્યું હતું 'આવા વંટોળીયા અગાઉ અવારનવાર જોવામા આવેલા છે અને દેશીઓ તેને હૂવા (hoowah) કહે છે.

ઉપર મુજબ સન ૧૮૧૯ ના ધરતીકંપના લગતી હકીકત છે.*

| | | |
|---|---|---|
| કેમ્પ ભૂજ. | } | જે. મેકમુરડો |
| ૨૭ મી જાન્યુઆરી ૧૮૨૦ | } | કેપ્ટન, ૭ મી રેજીમેન્ટ એન. આઇ. |

* મૂળ ઉપેલ લેખ Transactions of Literary Society of Bombay, વો ૩, માં છપાયો છે, તે જીજ્ઞાસુઓએ જોઇ લેવો પૃ. ૯૭ થી ૧૨૪

## પ્રકરણ ૯

## સન ૧૮૩૭ ની સુરતની મોટી આગ

સત્તર સત્તાવીસ, સનેમાં રેલ જણાઇ,
બીજી મોટી તેહ, જાણુ છોત્તેરે લાઈ.
એનિ સાથે વંટોળ, દશા બેઠી બહુ રાસી;
દેવકોપનું ચિહ્‌ન, સુરત તું થઇ નિરાસી!
સુડતાળો રે કાળ, સને સત્તર એકાણું;
સત્તાણુંશાં રેલ, બળ્યુ મારૂ આ ગાણું!
સાઠો બીજો કાળ, ચારમા સને અઢારે;
બારે મોટી આગ, એકવીસે પણ ભારે.
બાવિસમાં વળી રેલ, **આગ મોટી સડતીસે;**
એજ વરસમાં રેલ, ખરાબી થઇ અતીસે.
દસેક બીજી આગ, ઉપરનીથી જો ન્હાની;
તો પણ બહુ નુકશાન, વાત જાએ નહિ માની. ”

કવિ નર્મદાશંકર

સુરત શહેરનો પાયો ગુજરાતના સુલતાનોના સમયમા નંખાયો હતો અને એક બંદર તરીકે તેની વૃદ્ધિ થઈ હતી. ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ અહિં કોઠી નાખ્યા પછી સુરત શહેરનું મહત્વ વધ્યુ હતુ અને મક્કા શરીફની હજ કરવા ઈસ્લામી બધુઓ આ બંદરેથી વહાણે ચઢતા એ કારણે, બાબુલ મક્કાનું ઉપનામ તેણે પ્રાપ્ત કરી, તેની ખ્યાતિ ચોતરફ પ્રસરી હતી અરાઢમા સૈકામા, મુબાઈ જે મહત્તા આજે ધરાવે છે, તે સુરત ભોગવતુ હતું અને તેનો વેપાર રોજગાર, રિદ્ધિ સિદ્ધિ, વૈભવ અને જાહોજલાલી નિહાળી સૌ કોઈ સાનંદાશ્ચર્ય પામતુ હતું એ સમયે અનેક દેશના વેપારીઓ અને પ્રવાસીઓની સુરતમા મેદની જામતી હતી, અને અહિ ચોરાસી બંદરોના વાવટા ફરકતા એમ કહેવામા અતિશયોક્તિ નથી. અનેક પ્રજા અને ભિન્ન ભિન્ન સંસ્કૃતિના સંસર્ગ અને સહેવાસમા આવ્યાથી સુરતની

પ્રજા પણ શોખીન અને રસિક બની હતી અને તેના ભોગવિલાસ અને વૈભવને લઇને તેણે ગુજરાતનું પેરિસ તરીકે પ્રસિદ્ધિ મેળવી છે

પરન્તુ અંગ્રેજોને હસ્તક મુંબાઇનો ટાપુ આવ્યા પછી ધીમે ધીમે સુરતની મહત્તા ઘટવા માંડી, તેમાં ઉપરાઉપરી સુરત શહેર પર આગ અને રેલે કેર વર્તાવ્યાથી તેની આબાદીને મ્હોટો ધોકો પહોંચ્યો હતો ત્યારથી સુરત ભાંગી પડી, મુંબાઇનું બંદર ખીલવા માંડયું અધુરામાં પુરું તેનું બાર રેતીએ પુરાતું જવા માંડયું એથી પણ તેનો ધંધો રોજગાર મોળો પડી ગયો આજે કવિ નર્મદના શબ્દોમાં કહીએ તો સુરતની સુરત બદસુરત થઈ પડેલી છે

સુરતની ખાનાખરાબી આગે અને રેલે કયા કયા વર્ષમાં કરી તેનો ઉલ્લેખ કવિ નર્મદાશંકરે તેના ઉપરોક્ત કાવ્યમાં કરેલો છે પણ એ બનાવોના પૂરા અને વિશ્વસનીય વૃત્તાંત મળતા નથી એક કે બે ગરબા મળી આવે છે, તેમાં પણ બધી હકીકત આવી જતી નથી તે સારૂ સરકારી રેકર્ડ એક સાધન છે, પણ તે તપાસવાની અનુકૂળતા ન હોવાથી હાલ તુરત નંદશંકર ચરિત્રમાં શ્રીયુત વિનાયક મહેતાએ સન ૧૮૩૭ ની મ્હોટી આગનું ચિત્ર દોર્યું છે, તેની નકલ કરી લઈશું —

"ઇ સ ૧૮૩૭ ની ૨૪ મી એપ્રીલને સોમવારે પાછલા પહોરના પાંચ વાગતે એક પારસી વ્યાપારીના ઘરમાં ઉકળતા ડામરમાંથી તે આગ શરૂ થઈ હતી. મકાનના માલિકની સમૃદ્ધિ ઉપર ઈર્ષા હોય કે પછી પારસીઓની અગ્નિ શાંત કરવા તરફની અપ્રીતિના હોય, જે હોય તે ખરૂ પણ આગ શરૂથી જ, છટાઈ નહિ પછી તે કાબુમાં કેમ રહે? થોડીવારમાં ત્રણ માઈલના ઘેરાવામાં અગ્નિદેવતા પ્રસર્યા પચાસ માઈલ સુધી રાત્રિએ ભડકા દેખાયા મંગળવારે સવારથી નૈઋત્ય કોણમાંથી વાયુ ફુંકાયો આગ ચારે બાજુએ ધાઈ અંબામાતાનું તે અરસામાં કાંઈક અપમાન થયેલું તે સિંહાસન છોડી ચાલતા થયા, તે એક મૂર્ખ પૂજારીએ જોયા આગના ગોળાનું પુછવું જ શું? મંગળવારે મધ્યાહ્ને અગ્નિદેવતાની દેલી ટોચે પહોંચી ખૂબ નાચ્યા, કુદ્યા, ખેલ્યા અને પછી તૃપ્ત થયા હોય તેમ પોતાની આંચ કમ કરવા લાગ્યા બુધવારે સવારે આ ભયાનક વન્હિ શાંત થયો સેંકડો બૈરાઓ ઘરમાં જ બળી મુઆ હશે કંઇક જાન બચાવવા જતા પોતીકી જાન ખોઇ હશે માલ બચાવવા માટે જાન ખોનાર તરફ કોઈ દિલસોજી બતાવતું નહિ તો પણ જીવનથી અધિકતર પ્યારી

મતા છોડી કેટલાકથી ન અવાયું તે બળી મુવા. મારા માતામહ એમની રસિક શૈલિમાં આ બ્યાન પૂર આવેશમાં કરતા ત્યારે અમને એમજ લાગતું હતું કે હમે પણ તે આગની ખરાબી જોઇએ છીએ. દશ માઈલના વિસ્તારમાં ખંડીયેર પડેલું. કાળચક્રના સપાટામાંથી સુરતની જે કાંઈ રૈનક બચી હતી, તેને આ ભયાનક વન્હિ જિવ્હા ચાટી ગઈ. ઉંચા નકશીદાર, ગીચોગીચ મકાન, વિશાળ પથ્થરની હવેલીઓ, એક સરખી વિભૂતિમાં ભળી ગયાં. આગ ગોપીપુરામા ગોવિંદજીનું મંદિર બાળી છીપવાડ આગળ અટકી. "અડધી હવેલી બળી તે અભેરામની જો" આમ ગરબો ગવાયો. સ્વ. મોટાભાઈ દેસાઈના મકાન આગળ આ ઇમારત હજુ મોજુદ છે. તે દિવસે ચૈત્ર વદ ચોથ હતી. પોતાનો તે જન્મદિવસ હતો તેથી તે મશ્કરીમાં કહેતા કે નર્મદાશંકર, નવલરામ તથા હું પુરાણા આચારવિચારને બાળી નાખવા તૈયાર થયા હતા ત્યારે મ્હને આ યાદ આવેલું કે, મ્હારી ત્રીજી સાલગરેહ આગને દિવસે જ પડેલી. માતામહ કહેતા કે બે ગાડામાં બધું રાચરચીલું ભરી હમારૂં બહોળું કુટુંબ સંઘાડીયાવાડમાંથી નિકળ્યું ને રઘુનાથપુરા તરફ જઇ પડ્યું. વાસણ ને લુગડાં કુવામા નાખી દઇ ઢાંકી દીધાં, ઝેવર સાથ લીધું, પછી તો વરના કાટ શીવાય બીજું ઝાઝું રહ્યું નહિં. આપદાનું તો કાંઇ પૂછવું જ નહિં. કેશવરાવ મહેતા ન્યાતમાં મ્હોટા ગણાતા. એજન્સી દફતરદારની નોકરી કરેલી ને પગાર બહુ પ્રતિષ્ઠિત મળતો હતો. તેમનાં એક પછી એક વિશાળ મકાન ગોપીપુરામા બળી ગયાં. કહેવાય છે કે આગ પહેલાં તેઓ ટટાર ચાલતા હતા, પણ પોતાની મતા બળી જવાથી એમને એવો તો કારમો ઝાટકો લાગ્યો કે બેઠા હતા ત્યાંથી ઉઠાયું નહિં, ને પોતાના પુત્ર ભાઉજીને કહ્યું કે "લાકડી આપ." ત્યાર બાદ ટેકો દિધા શિવાય એમનાથી ચલાયું નહિં. આવા દ્રવ્યવાન આદમીની કરોડ ભાંગી ગઈ તો ગરીબની હાલત શી થઇ હશે ને તેથી વધારે મધ્યમ અવસ્થાના પ્રતિષ્ઠિતપણાના આડંબરવાળા લોકનું શું થયું હશે, તે તો વર્ણવી શકાય જ નહિં. વિષ્ણુશર્માએ ખરે જ સત્ય કહ્યું છે કે, જ્યાં લગી હિરણ્યક નામના ઉંદર પાસે વિત્ત હતું ત્યા લગી તેની કૂદને બળે તે ઝાઝું કુદતો ને તામ્રચૂડના ટોડલે ટાગેલા તુંમડામાથી અન્ન ખાઇ જતો પણ જ્યારે તેનું સર્વસ્વ હરેલું ચોરાઇ ગયુ ત્યારે તેનાથી તેટલું ઉંચું કુદાયું નહિં. આગ બાદ કુવા ટાંકામાથી નાખેલા વાસણ કહાડવા જનાર ઘણાક સાહસિક માણસો મુવેલાં. તેમાં "કાર્બોનિક ગેસ" ભરાઇ રહેલો ને જે અંદર પેસતો તે

શાત જ થઈ જતો. ઝાંપામાં વસતા હોરાકોમની સ્ત્રીઓ બહુ બળી મરેલી. તેમણે ધાર્યું કે મરજીદમાં પનાહ લઈશું તો આતિશથી પણ પનાહ મળશે; પણ પ્રયત્ન વ્યર્થ ગયો ને આ ધગધગતા મકાનમાં તેઓ સસઠી ગઈ. કેટલીક સુવાવડી સ્ત્રીઓ તો શયનખંડમાં જ બળી મુઇ. આટલાં ખંડીએર થવાથી ચોરનો ભય, જે અરદેશર કોતવાલની રીયાસતમાં કમ થયો હતો, તે પાછો જાગ્યો. સર્પનું ઉભરામણ વિશેષ થયું. પણ સૌથી તો બુરૂં એ થયું કે કલ્પનાશક્તિથી ભરપુર વ્હેમીલા લોકમાં હજાર તરેહની ભૂતપ્રેત શંખિણી યક્ષિણીયોની વાતો ચાલવા લાગી. ફલાણી સુવાવડી શંખણી બની ગરીબ મહોલ્લાવાળાઓને કનડે છે. અહિં તો ધડાધડ કોઈ ભુસ્કા મારે છે પેલી તરફ તો ભડકું જ નાચ્યા કરે છે. આ મહોલ્લામા તો દાટેલા દ્રવ્યનું રક્ષણ કરતું ભુત ભમે છે; વગેરે વગેરે અનેક વ્હેમોથી લોકો ભયભીત થવા લાગ્યા."*

ઉપરની હકીકતની પૂર્તિરૂપ, એ આગના સમયે લોક બેબાકળા બની જઇ, જે મનોદશાને અને વિપત્તિને પામ્યા હતા તેની નોંધ, કવિ નર્મદે કરી છે, તે પણ વાચવા જેવી છે. તે જણાવે છેઃ—

"૨૪ મી એપ્રિલ ૧૮૩૭ સંવત ૧૮૯૩ ના ચૈત્ર વદ ૪ ને સોમવારે પાછલે પહોરે ચાર વાગતે માછલીપીઠમાં દીનશાની હવેલીની પાસેની પોળમાં આગ લાગી. બંબા આવ્યા પણ પાણી વગર ખાલી ઉભા થઇ રહ્યા. પવનનું જોર એટલું તો હતુ કે આગ ચારે તરફ પ્રસરી ગઈ—માછલીપીઠમાંથી પશ્ચિમ તરફ નાણાવટનો જિલ્લો, હરમાનની પોળ, સોની ફળિયું; તેમ દક્ષિણ તરફ ચૌટું, કેળાપીઠ, બાલાજીનો ચકલો અને આત્મારામ ભુખણનો મહોલ્લો જોતાં જોતાંમા લાગી ઊઠયાં. કોઇ બળતા ઘરમાથી એકાદું બળતું પાટીયું કે એવું કંઇ ઉંડી બીજાં ઘરોપર પડતુ તો તે સળગતા—એ પ્રમાણે એક મહોલ્લાએ બીજો મહોલ્લો લીધો કે ત્રીજાએ ચોથો એમ સઘળે આગ ફેલાઇ ગઇ. લોકોએ ઘરબાર માલમિલ્કત મૂકી નાસવા માડ્યું. ગભરામણનું તો પૂછવુ જ શું? મોટું ધુમરાણ થઈ રહ્યું. લોકો ઉતાવળમાં જેટલું હાથ આવે તેટલું લઇ ઘરમાથી બહાર નીકળી પડતા; ઘરનું કોઈ માણસ ક્યાં ને કોઇ ક્યાં બુમ પાડતું ને પછી રઝળી રખડી મોટી ગીરદીમાં રખડી અટવાઈ જતું. કેટલાકની તો ભાળ લાગતી જ નહિ ને કેટલાકની ચોથે પાંચમે દહાડે લોથ જડતી. સામાન ભરવાનાં ગાડાંઓનું એક ફેરાનું ભાડું પાંચથી તે પંચોતેર રૂપિયા સુધી ભાડું અપાતું લેવાતું; અધમ ગાડાંવાળો એકને છોડી

* નંદશંકર ચરિત્ર, પૃ. ૨૫ થી ૨૮.

બીજાને વધારે ભાડું આપતા જોઈ આગલાનો સામાન રસ્તામાં રઝળતો રાખી બીજાનો ભરી જતા ને પેલા બિચારાનો સામાન લુટાઇ જતો. લોકને પોતાની માલમિલ્કતનાં અને માણસોની જાતનાં પણ ભાન ન રહેતાં, પણ તેઓ બહાવરા બહાવરા થઇ આમ તેમ દીવાના જેવા ભટકતા. એ આગ તા. ૨૬ મીએ હોલાઇ. એ આગની ગરબી કવિતા સંગ્રહ નામની ચોપડીમાં છે. એ આગની પછી શ્રાવણમાં રેલ આવી–રેલ ન આવી હોત તો છારૂં ધોવાત નહિ તોપણ રેલથી નુકશાન કાંઇ થોડું થયું નહિં. "

વળી એ મ્હોટી આગથી શહેરના જુદા જુદા લત્તામાં મકાનો નાશ પામ્યાં તેની સંખ્યા અને તેથી થયલાં નુકશાનનો અંદાજ મળી આવેલી એક જુની નોંધપોથી પરથી જાણીતા મહેતાજી છગનલાલ વિદ્યારામ રાવળે નીચે પ્રમાણે બતાવ્યો છેઃ—

" એકંદર આ મોટી આગથી નવહજાર ત્રણસો તોંતેર ઘર આગથી પુંકાઇ ગયાં હતાં. તેની ટુંકી નોંધ આ પ્રમાણે છેઃ—

શહેરમાં છ હજાર બસો ને પચીસ ઘર (૬૨૨૫), પરામાં ત્રણ હજાર એકસો તેવીસ ઘર (૩૧૨૩), 'માછલીપીઠમાં બસો ને ઓગણસાઇઠ (૨૫૯).

રહીયા સોનીના ચકલામાં છસો સુડતાલીસ (બધાં બળી ગયાં, એક પણ બચવા પામ્યું નહિં)

કણપીઠમાં અગીઆરસો સુડતાલીસ (૧૧૪૭) રાણી તળાવ ત્રણસો ત્રેસઠ (૩૬૩).

વાડી ફળીયું નવસો અઠ્ઠાણું (બધાં બળી ગયાં).

સંઘાડીઆવાડ ત્રણસો નેવું (૩૯૦).

ખપાટીઆ ચકલો આઠસો છોત્તેર (બધાં), ભાગાતળાવ પાંચસો એકાશી (૫૮૧).

ગોપીપુરા નવસો બાણુ (અર્ધાં), પરામાં અઢસેહ.

હરિપુરામાં પાંચસો ચોવીસ (૫૨૪), અને સલાબતપુરા અને બેગમપુરામા થઇને સાતસો એકવીસ.

આ આગથી ૪૬૮૧૫૦૦ (છેતાલીસ લાખ છાશી હજાર ને પાંચસો) રૂપિયાનું નુકશાન ગણવામાં આવ્યું હતું. આ અડસટો બળી ગએલાં સુંદર અને ભવ્ય મકાનોની કિંમતનો હતો. તે વિના કિમતી સોનારૂપાના ને હિરા મોતીના દાગીના, રોકડ રકમ, અને મૂલ્યવાન કપડાંની કેટલી ખુવારી

---

• નર્મગદ્ય ૫: ૨૯૫–૯૬.

થઈ તે કાંઇ નોંધાઈ નથી. એકંદર આ આગથી સુરતને એટલું બધુ નુકશાન થયું, કે તે પછી ઘણાં વરસ સુધી તે પોતાની ગયેલી જાહોજલાલી કરી પાછી મેળવી શક્યું નહિ."*

## સુરતની મોટી આગની લાવણી

રાગ—ધ્રુપદ

સુરત થી સુનેકી સુરત, ઉન પર ઉઠે કીરતારે,
નિરમલ નગ્ર કીઆ ભરમ, જલાકર સારા શહેર પ્રલયકારે;

ચોક

એકાએકી હુઆ અચુંબા, કુલ આલમથી ગફલતમેં,
નામ કીનશા શેઠ લગી પીછવાડે પડોશી કે ઘરમેં;
વહાંસે ઝવાલા કોપ ચલી જ્યું, ઉઠી લહેર જલ સાગરમેં,
કણુપીઠ શકરકું ખા ગઈ, જા પોંચી શાહુકારોમેં;
ધુંઆધોર અંધીઆર ઉજાળા, જા પોંચા આશમાનોમેં,
જેશી હનુમાન કરે ગરજના, ગુંજ રહા ગઢ લંકામેં;
એશા તમાશા નજરો દેખા, કોઇ મત કરી અહંકારે,
નિરમલ નગ્ર કિયા ભરમ, જલાકર સારા શહેર પ્રલયકારે. ૧.
ચલા કોટ અગ્નીકા કીલ્લા, જ્યું ઝડીઆ ચોમાસેકી,
અગ્નીમેં સે પવન ગરજ રહા, લહેરા ચલ રહી આતશકી;
લગી હાએકર ખલક ભાગને, શુધ ન રહી કીનકે તનકી,
કાળ ઘટા જ્યું મહા જાળ પડી, ગફલત ચદર માયાકી;
જ્યું ઇંદ્રાસન મેહેલ જળે, ચોફેર અગાસી બેઠકકી,
જેસી ભીન જિન્નત કી શોભા, કૈલાસ નગરી શંકરકી;
જ્યું ગોકુળ વિંદ્રાવન કાશી, એસા બના શહેર ગુલજારે,
નિરમલ નગ્ર કિયા ભરમ જલાકર સારા શહેર પ્રલયકારે. ૨.
શાલ દુશાલા માણેક મોતી, હીરા પદાર્થ કંચને,
સબી છોડકર લગે ભાગને, માત પિતા ઓર ફરજંને;
ધન દોલત ઓર માલ ખજાના, જગે જગે જળતા અન્ને,
તાંબા પીતલ લુહા લકડા, સબી ધરા રહા સામને;

---

* જુઓ બુદ્ધિપ્રકાશ, સન ૧૯૨૭, પૃ ૨૪૮.

જ્યું માતા કે નિકળે પેટસેં, એસી અવસ્થા પરમાને,
કોઇ બચા નહીં સબી લપેટે, કયા હિંદુ મુસલમાને;
બ્રાહ્મન, બનીએ, ઘાંચી ગોલે, પારસી મોમન ઓર બોહોરે
નિરમલ નગ્ર કિયા ભરમ જલાકર, સારા શહેર પ્રલયકારે. ૩.
જીવ જંતુ કંઇ અસંખ્ય જલ ગએ, અન ગિનતી અપર પારે,
ગો ઘોડે ઓર ભેંસ બકરીયાં, ગાડી રથ બે સુમારે;
બાળક બુઢ્ઢા જવાન અસ્ત્રી, હાલ દિવાને નાચારે,
અંધા બહેરા લુલા લગડા, પલ પેંગલકા કયા ભારે;
કિતની સુહાગન તુર્ત જનેલી, છે દિન કિનકું દો ચારે,
બચ્ચે ઝોલી મેં ચલી ઉતરકર, ઓ દુઃખ રોતી ભરથારે;
કિતને તમાશા ચલે દેખને, કિતનેકા મનસુબા ઓરે,
કમર બાંધકે કાન લપેટે, કિતનેક બન ગએ મજુરે;
જા પોહોચે પરમાલ તકાવે, દગલબાજ રખકે ચોરે,
નિરમલ નગ્ર કિયા ભરમ જલાકર, સારા શહેર પ્રલયકારે. ૪.
શહેર પનાહ તો સબ ઘર ફુંક, નામીચે શાહુકારોકું,
બાડ ધરી રહી ખેતર જલ ગએ, એસા કરના ભગવતકું;
પૂલી બાધ લે ચલે જંગલમે, ધુંઆ ખાગે કડબીકું,
એસા હાલ સબ સુરત ઉપર, ગિરદશમેં કહેતા તુમકું;
દો દિનમેં જલ ન મિલયા, કિતની મુદત હુઇ બાધનકું,
પર્વત રાઇ તોડ બનાવે, રજકું કરતા શુમેરકું;
થાલી ભરે ભરી ઝલકાવે, મન ચાહાવે તો ફિરતારે,
નિરમલ નગ્ર કિયા ભરમ જલાકર, સારા શહેર પ્રલયકારે. ૫.

એસા ગજબ મત પડિયો કીનપર, હુવા અગાધ પ્રગટી જવાલા,
બારે કોસ અગારે પોહોચે, ત્રીશ કોશ ભયા ઉજીયાળા;
દોહોરે બએ ચલતા પાની, જેસા તેલ અગ્નીમે ડાલા,
પ્યાદે લે કોટવાળ ખડા રહા, અરદેશર ટોપીવાળા;
દો રાત દિન ચલે પાઉંસે, સબ રૈયતકા હોએ ભલા,
સદા રહેમત એમે મદોંકુ, સાહેબ આગેં નહીં ચલા;

અમર નામ મોતીવાળોકા, વલાયત કે અદરે,
નિરમલ નગ્ર કિયા ભરમ જલાકર, સારા શહેર પ્રલયકારે. ૬.

સંવત ત્રાણું સાલ બતાવે, નવશો કે ભીતર કીતી.
ચત્ર માથ શોમવાર ચોથકે, ચાર ઘડી દીનસે ચેતી;
જેસી દેખી એસી બનાઇ, ઉપજ નીપજ કહી નહીં જાતી,
કથા કહું તો જુગ બહે જાવે, નેના ભર આવે છાતી;
મહારાજ ગીર ઉસ્તાદ ગુંસાઈ, પ્રેમચંદ ઉપર બીતી,
બહાદરસીંગ કહે સબકે હાલ, કહાં રાય રંક ઓર છત્રપતી
પ્રતાપસીંગ કહે ગંગારામ; ભાઇ અંબારામ હોઠી બસ્તી,
આપ સુએ પીર સબ જુગ ડુબા સરદ આંચ કુછ નહીં જાતી;
ઉજડ ખેડા ફિર બસે, પે નિરધનીયા સણ સસારે,
નિરમલ નગ્ર કિયા ભરમ જલાકર, સારા શહેર પ્રલયકારે.* ૭.

( હસ્તલિખિત નોંધ ઉપરથી )

---

* ગુજરાત મિત્ર હીરક મહોત્સવ અંક સન. ૧૯૨૩.



શ્રી સહેજાનંદ સ્વામી.

# પ્રકરણ ૧૦

## શ્રી સહેજાનંદ સ્વામી

જયહારે જયહારે જ અન્ધાર ધર્મના થાય ભારત !
જામે અધર્મનાં જૂથ ત્હારે હું નિજને સ્રજું,
સંરક્ષા કાજ સાધુની, પાપના નાશ કારણે;
ધર્મ સુસ્થાપના માટે જન્મું છું હું યુગે યુગે,
ગીતા, અધ્યાય, ૪
( ન્હાનાલાલ કવિ અનુવાદિત )

અરાઢમા સૈકાના આખર ભાગમાં આખા દેશમાં અવ્યવસ્થા, અશાંતિ મારફાડ, લુંટ અને ધાડ, ત્રાસ અને જુલ્મ, ચોતરફ પ્રવર્તી રહ્યાં હતાં અને લોકજીવન પણ ભયભિત, વિહ્વળ, દુઃખમય, સ્વાર્થ અને પ્રપંચભર્યું. સંકુચિત અને રૂઢિગ્રસ્ત થઇ પડી, દુર્દશાને પામ્યું હતું, એ પાછલા પ્રકરણો વાંચતાં લક્ષમાં આવશે; અને એટલી યાતના બસ થતી ન હોય એમ કુદરતે પણ મનુષ્યની કસોટી કરવા દૂકાળ, ભૂકંપ, જલરેલ અને આગ દ્વારા પોતાનો પ્રકોપ પ્રકટી, પ્રજાની સ્થિતિ દયાજનક કરી મૂકી હતી.

આચારનો લોપ થાય, અરાજકતા વ્યાપિ રહે, પાપનું જોર જામે, અધર્મ પ્રવર્તે, નીતિ અને ન્યાય ઠોકરે મરાય, અને સાધુ અને સંત પુરુષોની અવગણના થાય, ત્યારે એ અત્યાચાર અને મર્યાદા ભંગના ભારથી ધરતી ધ્રુજી ઊઠે છે, અને આપણી પરાપૂર્વની માન્યતા મુજબ એ ભૂભારને હળવો કરવા સારૂ પરમાત્મા અવતાર ધરે છે.

આપણા પ્રાચીન કવિઓએ એ પરિસ્થિતિને કળિયુગ તરીકે વર્ણવી છે અને તે વિષે ખાસ કાવ્યો પણ રચ્યાં છે, અને જુદે જુદે સમયે લખાયલાં એવાં ચાર કાવ્યો, સુરદાસનો કળિ મહિમા, વલ્લભ ભટ્ટનો કળિ કાળનો ગરબો, ગોવિંદનુ કળિ મહાત્મ્ય, અને કૃષ્ણદાસનું કળિ વર્ણન આપણને ઉપલબ્ધ છે અને તેમાં સમકાલીન સમાજનું યથાસ્થિત ચિત્ર જોવાને મળે છે.

આ સંજોગમાં ઉપર કહેવામાં આવ્યું છે તેમ લોકના રક્ષણ સારૂં, લોકોનો ઉદ્ધાર કરવા, પરમાત્મા અવતાર રૂપે, અવતરે છે એટલા માટે કે:—

"જ્યારે હું પૃથ્વીમાં પ્રગટીશ, ધર્મના સ્થાપન સારૂજીરે,
અધર્મ કળિનો નાશ કરીને, તારીશ જીવ હજારે રે."

ઉપરોક્ત દૃષ્ટિએ ઓગણીસમા સૈકાના આરંભનાં વર્ષોમાં ગુજરાતમાં શ્રી સહેજાનંદ પ્રભુનું આગમન અને ધર્મ સંસ્થાપનાના અર્થેના પ્રયાસ એઓશ્રીને અવતારી પુરુષોની કક્ષામાં આણી મૂકે છે.

આ અભિપ્રાય અમારો પોતાનો નથી. શ્રી સહેજાનંદ સ્વામીને દીક્ષા આપનાર એમના ગુરુ રામાનંદે એ ભવિષ્ય ભાખ્યું હતું, શ્રી સહેજાનંદ સ્વામી વિષે બોલતાં, તેઓએ મુક્તાનંદને જણાવ્યું હતું કે જેમની આપણે રાહ જોઈ રહ્યા તે આવી પહોંચ્યા છે; અને તે સંબંધમાં નીચે વર્ણવેલો પ્રસંગ સારો પ્રકાશ પાડે છેઃ—

"આચાર્ય પદ ઉપર આવ્યા પછી સહજાનંદ સ્વામીનો પ્રતાપ સમાધિ વગેરે દ્વારા અવિછિન્ન વધતો જતો હતો; તેથી જુના તેમજ નવા ઘણા શિષ્યો તેમને પ્રભુ ગાની ભજન સ્મરણ કરતા થયા. દેશાવરમાં ફરતાં આ વાત જ્યારે મુક્તાનંદ સ્વામીએ સાંભળી ત્યારે તેનું ચિત્ર ભ્રાંતિમાં પડયું અને શંકાઓ દીલમાં સાલવા માંડી. પોતાની મોટાઇ આટલી બધી નાહક વધારી દે છે એમ તેને લાગ્યું. માટે રૂબરૂ જઇ મારે ઠપકો આપવો જોઇએ, એમ ધારી ફરતા ફરતા જે ગામે સહજાનંદ સ્વામી હતા ત્યાં તેઓ આવ્યા; અને સમાધિની વાતમાં પોતાની અશ્રદ્ધા નિખાલસપણે રૂબરૂમાં જાહેર કરી, તેના સમર્થનમાં જણાવ્યું કે સમાધિ તો મહાન્ યોગીઓને પણ દુર્લભ વસ્તુ છે; ગમે તેને થઈ જ ન શકે માટે આવી ખોટી વાત ચલાવવી ન જોઇએ. આ વાત જે સભામાં મુક્તાનંદ સ્વામી હતા ત્યાંજ તેમના શિષ્ય એક સાધુ બેઠા હતા, તેને જ સહજાનંદ સ્વામીની ઇચ્છાથી તુર્ત સમાધિ થઇ. સહજાનંદ સ્વામીએ બીજો કશો પ્રત્યુતર આપતા પહેલાં મુક્તાનંદ સ્વામીને વિનયપૂર્વક કહ્યું, સ્વામિજી એ સાધુને સમાધિ થઈ છે, તેમનાં નાડી પ્રાણ આપ તપાસો. મુક્તાનંદજીએ સ્તબ્ધ થઈ જઈ નાડી પ્રાણ તપાસ્યા પણ ખરાં, તો સમાધનાં લક્ષણો જણાયા. થોડી વારે તે સાધુએ જાગ્રત થઇ સમાધિની સ્થિતિ વર્ણવી બતાવી કહ્યું, કે સહજાનંદ સ્વામીની સેવામાં મેં રામાનંદ સ્વામીને જોયા અને તેમણે સંદેશો આપ્યો છે, કે સહજાનંદ સ્વામી પ્રભુ છે, મુક્તાનંદજીને કહેજો, શંકા કેમ રાખો છો? આ અદ્‌ભુત ઘટનાનો અસ્વીકાર કેમ થાય? તે સાથે પ્રભુ માનવા જેટલું અંતર પણ નિસંશય થાય નહિ. આવી સ્થિતિમા મુક્તાનંદજી ખૂબ મુઝાયા. ગુંચવાયેલા અંતઃકરણે, ઉદાસ થતા

અને અકળાતા સૌ સાથે સ્નાન કરવા ગયા. ત્યાં શૌચક્રિયા માટે જંગલમાં ખાખરાનાં ઘાટાં વૃક્ષો વચ્ચે ગમગીન ચહેરે વિચારનિમગ્ન ચાલ્યા જતા હતા; તેવામાં અચાનક તેમની દૃષ્ટિ આગળ એક મહા તેજના સમૂહમાં સુંદર મૂર્તિ જણાઈ, દૃષ્ટિ માંડીને જોયું તો પોતાના સદ્ગુરુ રામાનંદ સ્વામી! અહા! તેમના હર્ષની સીમા ન રહી. દોડીને તેમના ચરણમાં લોટી પડયા. કંઠ પ્રેમમાં ગદ્ગદ્ થઇ ગયો. રામાનંદ સ્વામી બોલ્યા, મુક્તાનંદજી હું તમને કહેતો કે અમે ડુગડુગી બજાવનાર છીએ પણ ખેલાડી તો પાછળ આવે છે તે શું વિસરી ગયા? હવે તો એ આવી પહોંચ્યા છે, તમારો સંશય કેમ ટળતો નથી? એ સહજાનંદ સ્વામી સ્વયં ભગવાન છે. હું તો તેમનો સેવક છું. માટે તેમનો દૃઢ આશ્રય કરો અને સંશય માત્ર તજી દો. આટલું કહી રામાનંદ સ્વામી અદૃશ્ય થયા."*

પ્રસ્તુત મુદ્દાને સમર્થન કરતો બીજો એક ચમત્કાર શ્રીજીનું દૈવત દર્શાવતો આપીશું:—

"મુક્તાનંદ સ્વામી સ્નાનાદિ કરી કૃષ્ણનું ચિંતવન કરતા બેઠા હતા. ભૂલમાં એમણે પોતાની તુંબડી બહાર ઓસરીમાં મૂકી હતી. ધ્યાન ધરતાં એમને એ વાત યાદ આવી. ધ્યાન ધરતાં ઉઠીને તુંબડી ઉંચી મુકવી એ એમને ગમ્યું નહિ, અને કુતરું આવી તુંબડીમાં મોં ઘાલી અભડાવે એ દહેશતથી એમનું ચિત્ત પણ સ્થિર થયું નહિ. નીલકંઠે પોતાના ઐશ્વર્યથી આ વાત જાણી. મુક્તાનંદ સ્વામીનું ધ્યાન પૂરું થયા પછી નીલકંઠે સ્વામીને પૂછ્યું,

"દૈવત તુંબી પાત્રમેં કિંવા દૈવત ધ્યાન ?
દૈવત તુંબીમેં અધિક કિંવા હોઉ સમાન ?"

. મુક્તાનંદ સ્વામી બિચારા ભોંઠા પડી ગયા. પણ એ નિર્માનીપણાની મૂર્તિએ એમાંથી જરાયે ખોટું ન લગાડતાં ચિત્તની સ્થિરતા યાચી."•

એમના જીવનમાંથી આવા ચમત્કારી બનાવો અનેક મળી આવે છે અને તે કારણે જનતામાં શ્રી સહેજાનંદ સ્વામીની પ્રતિષ્ઠા એક અવતારી પુરુષ તરીકે સ્થપાઇ છે.

આપણે ચમત્કારમાં માનતા હોઇએ કે ના માનતા હોઇએ, તોપણ શ્રી સહેજાનંદ સ્વામીએ એ યુગમા શાન્તિદાયક અને કલ્યાણકારી વાતાવરણ

---

* શ્રી સદ્ગુરુ ચરિત્ર પૃ ૨૪-૨૬.

• શ્રી સહેજાનંદ ચરિત્ર, પૃ. ૩૪.

દેશમાં પેદા કરી, કાઠી, કોળી, ભીલ વગેરે ભયંકર, જંગલી અને અધમ ગણાતી જાતોને ઉપદેશ આપી, એમનો ઉદ્ધાર કર્યો અને એમને સદ્‌માર્ગે દોર્યા, એ એક અદ્‌ભૂત ચમત્કાર નહિ તો બીજું શું હોઇ શકે! પછાત કહેવાતી અનેક કોમો એમના ઉપદેશ અને સંસ્કારથી, ઉન્નતિને પામી, સુખી થઈ છે, એ એક ઇતિહાસ પ્રસિદ્ધ બીના છે.

ચમત્કારનો વિષય ચર્ચાસ્પદ છે, તેથી તેના પર વધુ ભાર મૂકવાની અમારી ઇચ્છા નથી. પરન્તુ જીસસ ક્રાઇસ્ટના ચમત્કારો પરત્વે વિવેચન કરતાં જાણીતા ખ્રિસ્તિ ધર્માચાર્ય બિશપ ગોરે જે વિચારો વ્યક્ત કર્યાં છે, તે અત્રે ઉતારવા અસ્થાને થઇ નહિ પડે:—

"I feel sure that, as Christianity could never have got its start without the marvels of Christ and in particular without its confident proclamation of the miracle of His resurrection, so I believe it could not retain its hold without these elements. They supply the certificate human nature so greatly needs, that the God of Nature is also the Saviour. But this question is really irrelevant. The point is, how, in fact, did Christ present Himself ? and I dare to say that, after a century of drastic criticism of the Gospels, nothing has become more evident than that, if you repudiate a priori the miraculous element out of the originial tradition, you so destroy its foundations as to leave very little that is coherent or trustworthy behind, but that, on the other hand, any one who admits the possibility of a divine self-disclosure will find the record of Jesus as a whole, both of His teaching and His miraculous working, historically convincing. I say "as a whole," not meaning to demand any infallibility in detail for our records, but only such trustworthiness as is asked for in ordinary history believed to be circumstantially

credible. What I ask of you, then, is that, when you demand free historical criticism, you should take care that the presuppositions of your criticism are not arbitrary.

Nor is it resonable to seek to substitute a general for a particular self-disclosure of God–to say that one can in general sense believe that God is manifested in the universe of things and in the universal thought of man, but that one cannot reasonably believe that a revelation of the truth most needed by man could have been given through the narrow channel of one little race and reached finality in one person. This is not a protest which can be based on general observation. For, so far as the story of evolution lies before us, it is a fact of frequent occurrence that things most needed for man, physically and mentally, appear and are developed in one place and among one race and thence spread to become a universal inheritance. No one, I trust, wishes to deny that there is truth in speaking of a universal self-revelation of God. "†

ગમે તેમ હો પણ કાઠિઆવાડમાં શ્રી. સહેજાનંદ સ્વામીના ધર્મ પ્રચાર કાર્યથી કાઠી પ્રજામાં એવું જબરજસ્ત પરિવર્તન થવા પામ્યું હતું કે એથી આશ્ચર્ય ચકિત થઇને મુંબાઇનો ગવર્નર સર જોન માલ્કમ શ્રી સહેજાનંદ સ્વામીની મુલાકાત કરવા ખાસ રાજકોટ આવ્યો હતો અને તે પ્રસંગનું બ્યાન અમે કરીયે તે કરતાં તાજેતરમા બહાર પડેલાં એક પુસ્તકમાં એ હકીકત સચોટતાથી વર્ણવેલી છે, તે આપવાથી વધારે અસર થશે; અને એ પ્રતાપી પુરુષના પ્રભાવની ઝાખી કરાવશે —

" કાઠીઆવાડ જે બહારવટાં ખૂન વગેરે માટે મશહુર હતો, તેમાં તે સંપ્રદાયના ઉત્પાદક શ્રી સહેજાનંદ સ્વામીએ ધર્મનું, નીતિનું તથા શાંતિનું

† The philosophy of the good life by Gore p. 308–9.

વાતાવરણ ફેલાવ્યું. તે વખતે કંપની સરકાર, કાઠી રાજાઓ, દરબારો તથા વસતી, સુધરેલા સમાજને માટે આવશ્યક શાંતિની રાહે ચડે તે જોવાને ઉત્સુક હતા. તે ઈચ્છાને ફળીભુત થએલી જોવામાં શ્રી. સહજાનંદ સ્વામીના તથા તેમના સાધુ બ્રહ્મચારીઓના બોધ તથા પવિત્ર આચરણથી ઘણી સહાય મળી. શ્રી સહજાનંદ સ્વામીના સદ્બોધની સુવાસ છેક મુંબાઈના નામદાર ગવર્નર સાહેબ સુધી પહોંચી. સર જોન માલ્કમે વિ. સં. ૧૮૮૪માં રાજકોટ ખાતે દરબાર ભરવાનું ઠરાવેલું. તે વખતે શ્રી. સહજાનંદ સ્વામીને ત્રણ ત્રણ વાર ખાસ આગ્રહી પ્રાર્થના કરીને રાજકોટ પધરામણી કરવાની માંગણી કરી હતી. રાજકોટ મુકામે સર જોન માલ્કમ અને સ્વામી મહાશયની મુલાકાત થઇ. તે વખતે શ્રી સહેજાનંદ સ્વામી તેમના અતિ ચારિત્ર્યવાન પરમહંસોથી વિંટાએલા હતા. સર જોન માલ્કમને શ્રી. સહજાનંદ સ્વામીએ શિક્ષાપત્રી ભેટ આપી, અને તેના ઉચ્ચ હેતુઓ સમજાવ્યા. તે વખતે ન્હાનચંદ શાહ તથા દલીચંદ હાજર હતા. તે વખતનું જે અલૌકિક દ્રશ્ય તેની છાપ જોનારના મન ઉપર પડયા વગર રહે તેમ નહોતું. તે વખતના દશ્યે, શિક્ષાપતિએ તથા પરમહંસોના બોધે સચોટ અસર કરી. "×

એવું બીજું રોમાંચક દષ્ટાંત આપણને કવીશ્વર દલપતરામનું મળે છે. શ્રીજીના પ્રથમ દર્શને કવિ દલપતરામ પર જે સંસ્કાર છાપ પડી હતી, તે કવિ ન્હાનાલાલના જ શબ્દોમાં ઉતારીશું એ ચિત્ર જેમ રમ્ય છે તેમ તે એ પ્રસંગનું ભભકભર્યું અને ઉલ્લાસી વાતાવરણ રજુ કરે છે.

"સ્વામીનારાયણને પ્રગટ થયે પચ્ચીસી વીતી ગઈ હતી. ગુજરાતભરમા પોતે ઘૂમતાં, ઠામ ઠામ સમૈયા ભરતા, ને સદ્ધર્મ સ્થાપતા. ગઈ શિવરાત્રીનો સમૈયો એમણે ગિરનારની છાયામાં જૂનાગઢમાં કીધો હતો. શ્રીમાળીઓના એ દેશતેડાની તિથિએ જ શ્રીજી મહારાજ જુનાગઢથી ગઢપુર પધાર્યા. બ્રાહ્મણોએ વાત સાંભળી કે શ્રીજી આવે છે, એટલે આવન્તી સ્વારી જોવાને સહુ બજારમા ગયા. નહિ અન્ધારૂં, નહિ અજવાળું–સન્ધાકાળનો સમય હતો. મહારાજ માણકીએ અસ્વાર હતી. સન્તો હરિભકતો પાર્ષદોનો સંઘ હારે હતો. કીર્તન ગવાતાં હતા. ધીમે ધીમે રાજેશ્રી પગલે, સવારી ચાલતી હતી. બજારના ચૌક વચ્ચે કીર્તન મંડળી ઘડીક થભી. જાણે ગામને કહેતી ન હોયને કે શ્રીજી મહારાજ આવ્યા છે. શ્રીજીની

× આશારામ શાહ અને તેમનો સમય પૃ. ૧૩–૧૪.

સવારી દાદા ખાચરના દરબારમાં પધારી. પિતા અને સકળ બ્રહ્મ મંડળની સંગાથે બાળક દલપતરામે દરબારમાં દર્શને ગયા હતા. ઘોડીએથી ઉતરી, ઘોડી ભગૂજીને સોંપી. શ્રીજીએ સભા ભરી. ઉગમણા બારના ઓરડાની ઓશરીએ ઢોલિયો ઢળાવી મહારાજ વિરાજેલા હતા. ભૂદેવોને સભામાં પધારતા જોઇ શ્રીજીએ હસતે વદને વન્દન સત્કાર કીધો. બાળ દલપતરામનાં દૃષ્ટિ ને વૃત્તિ તો શ્રીજીમાં જ પ્રોવાયેલાં હતાં. શ્રીજી મહારાજ સન્મુખે શ્રીમાળી સમાજની સભા ભરાઈ. ગઢડાના મ્હોટા મન્દિરનો-ગોપીનાથજીનાં શિખરનો પાયો નંખાયો હતો. લોક કહેતા કે અહીં મ્હોટું દેવમન્દિર થવાનું છે. બ્રહ્મસમાજ નિરખીને મહારાજે બ્રાહ્મણના ધર્મ વિશે ઉપદેશ ઉચ્ચાર્યો. બ્રાહ્મણો રંજન પામ્યા, ને શ્રીજી મહારાજની જય ઉચ્ચારી ઊઠતા હતા ત્હાં શ્રીજીએ પ્રશ્ન કર્યો: ભૂદેવો છો, પૃથ્વીના પૂજ્ય છો, હવે કોઇ વર્તમાન ધરો છો ? બ્રાહ્મણો પંચ વર્તમાન પાળે તો બીજી વર્ણોયે પાળતાં શીખે. અમે કાંઈ અધર્મ ઉપદેશતા નથી. શાસ્ત્ર સંમત સદ્ધર્મ સ્થાપિયે છીએ. અમે શાસ્ત્રોને ઉથાપવા નથી આવ્યા, શાસ્ત્ર મર્યાદાને સ્થાપવાને આવ્યા છીએ. શાસ્ત્ર ને બ્રાહ્મણ અમારે સદા પૂજ્ય છે. કેટલાક બ્રાહ્મણો વર્તમાન ધરવાને ઉભા થયા. નિયમનો સંકલ્પ કરવાને શ્રીજીએ પાણી મંગાવ્યું. દલપતરામના મામા પ્રેમાનન્દે ત્હાં શ્રીજીને વરદ હસ્તે પંચ વર્તમાન ધારણ કીધાં. દલપતરામનું સ્વામી સંપ્રદાય અંગિકારતું બીજ ત્હારે નંખાયું. પણ બીજ તો પૃથ્વીના પડની ભીતર અદૃશ્ય હોય છે ને ? નરી આંખે બીજ દેખાતું નથી."*

કવીશ્વર દલપતરામના પિતા ડાહ્યાભાઇ આપણે જાણીએ છીએ કે ચુસ્ત અગ્નિહોત્રી, વેદવિદ્યાના અનન્ય ઉપાસક હતા; એટલું જ નહિ પણ વંશપરંપરાથી ઉતરી આવતો એ ધર્મવારસો પુત્ર દલપતરામને સોંપવા તે ઉત્સુક હતા. પણ પિતાની પુરાણી શિક્ષણ પદ્ધતિ પુત્ર જીરવી શક્યો નહિ; કેમકે તેમાં તેમની સખતાઈ અને મારઝુડ ખૂબ હતાં. પુત્રની કવિ પ્રકૃતિને તે વસમું થઇ પડ્યું. પરિણામે પિતાના ખારે કલિનું રૈડું ભાગી ગયું ને દલપતરામનો એ રસ ઢોળાઈ ગયો. ક્રિયમાણ ફીટ થયું, પણ સંહિતા ખંડ અધુરો રહ્યો. અને પછીથી એ વાત એટલે દરજ્જે પહોંચી હતી કે પિતાથી પુત્ર નાસી છૂટી, મોસાળમાં આશ્રય લઇ રહ્યો અને પિતાએ ત્યાર બાદ સંન્યસ્ત ગ્રહણ કર્યું હતું.

* દલપતરામ ચરિત્ર પૃ. ૭૫.

અહિં પ્રસ્તુત પ્રસંગનો ઉલ્લેખ કરવાનું કારણ કવિ દલપતરામ આપણી જુની ધર્મપ્રણાલિકામા ઉછરેલા અને તદનુસાર ઉચિત ધર્મ શિક્ષણ પામ્યા હતા; છતા તેમના જીવનમા શ્રીસહેજાનદ સ્વામી જે ક્રાંતિ આણી શક્યા તે, બતાવવા પુરતું છે. શ્રીજીના દર્શને તેઓ કુતૂહલતાથી ગયા હતા. મામાએ સાથે દર્શને આવવાનું પુછતા, દલપતરામે હા પાડી, પણ અમૃતમાએ તેમને ના પાડી, એમ જણાવીને કે મૂડિયા ભુરકી નાખે તો ? તેનો દલપતરામે પ્રત્યુત્તર આપ્યો કે મૂડિયા મ્હને શું કરશે ? મ્હારે સ્નાગીપથી થવુ જ નથી ને ! પછી એ પરિવર્તન કેવી રીતે થવા પામ્યુ, તે પ્રોત્સાહક બનાવ કવીશ્વરના ચરિત્રમાથી ઉતારી લઇશુ —

"મૂળીમા દલપતરામ સત્સંગસભામા બેઠા, કીર્તન સાભળ્યા, ભોગવતી "ગુપ્તગગા" ના વીરડામા ન્હાયા, ગામમા ફર્યા, આચાર્યશ્રીના દર્શને ગયા, હોલર જેવા ઘૂમતા હરિભક્તોના વૃદ દિઠા, ભાવ જોયો, ભક્તિ ભાળી, આરતીમા ઉભા, બાઈભાઇના અસ્પર્શ નિરખ્યા તુલસીને સુખડની કંઠીઓના છડા ન્હાળ્યા, માળાઓના ઢારડા હેર્યા, તિલકિયા ને ચાદલિયા દિઠા. બ્રહ્મચર્ય ઝળહળતા ભગવા ભાળ્યા, સ્વામીનારાયણે બાંધેલી વાડો, સત્સંગીઓને સદ્‌ગોધેલો સદ્‌પદેશ, પ્રજામા પ્રેરેલી ધર્મ પ્રેરણા પ્રત્યક્ષ પેખ્યા પણ દિલ માનતુ નહિ, જોબન ઝુઝન્તી બુદ્ધિ પ્રશ્નો પૂછતી આખ કહેતી કે કાઇક છે, બુદ્ધિ બોલતી હજી મ્હારે પૂછવુ છે. દલપતરામની પ્રધાન પંચપ્રશ્નાવલિ હતી સન્તોને આસને આસને જતા ત્યા એ પ્રશ્નાવલિ પૂછતા.

(૧) ઈશ્વરને અવતાર ધરવાનુ કારણ શુ હોય ?

(૨) વગર અવતાર ધર્યે તે પોતાનું કાર્ય ન કરી શકે ?

(૩) કળીયુગમા આવનાર થાય જ નહિ

(૪) અમારા આગળના ધર્મશાસ્ત્રો શુ ખોટા છે ?

(૫) તે પ્રમાણે ચાલ્યે અમારૂ કલ્યાણ ન થાય ?

સન્તોને આસને આસને કિશોર દલપતરામ જતા ને એ પ્રશ્નમાળા પૂછતા ઉત્તર સાભળતા, પણ બુદ્ધિ સન્તોષાતી નહિ દલપતરામનુ અન્તર હજી ઉખર ખેતર હતુ

પણ ઉખરને યે ફળદ્રૂપ કરનાર દૂનિયામા પડ્યા છે ને !

ફરતા ફરતા દલપતરામ ભૂમાનન્દ સ્વામીને આસને ગયા ત્યા કીર્તન ગવાતુ હતુ —

સર્વે સખિ છીરણુ જોવાને ચાલો રે;
શેરડીયોમાં આવે લટકતો લાલો રે.
એની શોભા મુખે વરણવી ન જાય રે;
જેને નિગમ નેતિ-નેતિ કરી ગાય રે.
રાઝે ઘોડે રાજેશ્વરે વિરાજે રે;
છબિ જોઈ કોટિક કંદર્પ લાજે રે.
ભેળાં આવે મહાજન મુનિનાં વૃન્દ રે;
ત્હેમાં શોભે તારે વીંટયો જેમ ચન્દ રે.

કીર્તન પૂરૂં થયું ને ભૂમાનન્દ સ્વામીની કથા ચાલી.

વ્હાલા! પડવે પ્રાણજીવન અન્તર પરવરિયા રે;
અમો ખાબોચીયાંનાં નીર કરી મ્હેલ્યા દરિયા રે;✓
ગુરુવચનરૂપી તરંગ અહોનિશ આવે રે;
હરિસુખનો સાગર સત્સંગ સન્ત બતાવેરે;

અરે ભાઇ! જીવનનું કલ્યાણ મનુષ્ય દેહમાંજ છે, માટે મનુષ્ય દેહ મોંઘેરો કહ્યો છે. ચોરાશીના ફેરામાં બીજે મોક્ષ નથી. દેવલોકે પુણ્ય માણવાને છે, ક્ષીણે પુણ્યે મર્ત્યલોકે વિશન્તિ અમારે ત્હમને ખોટું કહેવાનું કારણ શું હોય? સ્ત્રીધનનો તો અમારે ત્યાગ છે. મન માને તો માનજો. ઉગ્યો કહે યે અજવાળા આપશે, ન ઉગ્યો કહે યે અજવાળાં આપશે. બોલો સન્તો! કીર્તન બોલો.

ભૂમાનન્દ સ્વામી સન્ત હતા, કવિ હતા, કીર્તનો કરતા, કીર્તનો ગગરાવતા, સંશયોને દળી નાખતા. ઘંટીના ઘરઘર રવે કીર્તન શરૂ થયું.

મન્દિર મ્હારે આવ્યા રે સ્વામી સૂરજ ઉગતે રે,
વધાવ્યા મ્હેં ભરી મોતીનો થાળ;
મનગમતાને મળીને રે લીધા મ્હેં તો મીઠડાં રે;
જાગી મ્હારે અન્તરે વ્હેની ઝાળઃ મન્દિર મ્હારે.
સુખના તો સાગર રે રેલ્યા ચારે ખૂણમાં રે,
દુઃખનો તો ન આવે નજરે લેશ;
અમૃતના મેહુલા રે, સાકરના કરા પડયા રે; ✓
નિરખ્યા નટનાગર નૌતમ વેશઃ મન્દિર મ્હારે.

મ્હારા મનના સર્વે રે મનોરથ પૂરવા રે,
અઢળક ઢળિયા આનન્દકારી અચ્યુત;
ખોયેલા દિવસના રે ખંગ સરવે વળ્યા રે,
ભૂમાનન્દ કહે શાન્તિ પામ્યું ચિતઃ મન્દિર મારે.

ભૂમાનન્દ સ્વામી જામનગર તાબે કેશિયા ગામના હતા, ને પૂર્વાશ્રમે કડિયા હતા, નામે રૂપજી રામજી. ચાર ભાઈઓમાં એ ત્રીજા પુત્ર હતા. એક વેળા એમને ગામ વ્યાસજી ભારતની કથા કહેવાને આવ્યા હતા. ગામ લોક કથા સાંભળવાને ટોળે મળ્યું. પિતા સાથે પુત્રે કથામાં ગયા હતા. રામજીભાઈ નાતના પટેલ ને ગામના અગ્રેસર, એટલે એમને જવે ગામ લોકોએ મારગ દીધો, ને મારગ દેતાં ભીડાભીડ થઈ, નરનાર ખૂંદાવા લાગ્યા. રૂપજીએ કહ્યુંઃ બાપૂ! આગળ ક્યાં ધપો છો? જુઓને આ નરનાર ખૂંદાય તે. રામજીભાઈએ કહ્યું, તું તો જીવનમુક્તાઓના જેવું બોલછ. મૂળીએ જાઃ રૂપજી મૂળીએ ગયા, ને જીવનમુક્ત થયા. સત્સંગમાં આવ્યા પછી ભૂમાનન્દ સ્વામી મનુષ્યોના સંત ઘડતા.

વળી કથા ચાલી ને સ્વામી બોલ્યાઃ શ્રીજી મહારાજ ક્યાં જન્મેલા? ક્યાંગી આ દેશમાં આવ્યા? લાખોની વૃત્તિઓ કેવી ખેંચી લીધી? એ બધાં યે આશ્ચર્ય નથી? સદ્ધર્મનો જાણે સૂરજ ઉગ્યો એમ નથી થતું? કોઈને શંકા રહેતી હોય ને પૂછવું હોય તે ભલે પૂછે.

પછી વઢવાણના જુવાન છોકરાએ પોતાના પ્રશ્નો સ્વામીને પૂછ્યા. દલપતરામે વેદ અને શાસ્ત્રો કંઈક કંઈક દીઠાં હતાં.

પ્રથમના પ્રશ્નના ઉત્તરમાં સ્વામીએ કહ્યુંઃ ભગવાનની ભાષા મૌનની છે. એ કદિ બોલતા નથી. આકાશવાણી ક્યારેક થાય એ દેવવાણી છે. ઋષિ મુનિના અન્તરમા ભગવાન બોલે છે, ત્હોય પડદાની વાતું પડદા પાછળથી કરે છે. કેટલાયે કળા અવતાર થયા, અંશાવતાર થયા; શ્રીકૃષ્ણ પૂર્ણાવતાર હતા. આ તો અવતારોના અવતારી આંગણે આવ્યા છે. અગમ્યને ને ગોચરને ઓળખાવવાને ભગવાન અવતરે છે.

વળી ગીતામાં ભગવાને કહ્યું છે કેઃ—

संभवामि युगे युगे ॥

એટલે કળીકાળમાં અવતારને કાંઈ અવરોધ નથી.

ધર્મશાસ્ત્રો મેં શ્રીદગ્નિની પ્રેરણા છે, ને સહુમા કલ્યાણ કર્યું છે. વેદ રાવણુ જેવાને હાથ પડયા ત્યારે રાવણે જટાઘન રચીને વેદનો વિસ્તાર કીધો. એમ કેટલાક ધર્મશાસ્ત્રો ડહોળાઈ ગયા છે. શ્રુતિ ત્રિકાળ પર છે, પણ સ્મૃતિ યુગે યુગે બદલાય છે. ભગવાન આજના ધર્મ પ્રબોધવા પધાર્યા હતા; આ લોકનું અને પરલોકનું કલ્યાણ કહી ગયા છે. એમણે ૨૧૨ શ્લોકની શિક્ષાપત્રી લખી છે ને પાળો બાની છે એ પાળે પાળે એમને કલ્યાણનો કોલ છે.

અતિ ધીરજથી, સરોવર જેમ હેલિયાં લે એમ સ્વામી બોલતા. દલપતરામ લખે છે કે ' પ્રથમ તો વાર્તા કરનાર સ્વામીનો ચહેરો જોઇને તથા આંખે, જોઇને જ વાનો સાભળનારના મનને શાન્તિ થઈ જાય, વચન તો પછી નીકળે ' એવી અસરકારક રીતે વાત કહેનાર તો શુ પણ તેના સોમા ભાગે અસરકારક વાત કરનાર હાલ કોઇ નથી. ' બાપૂ સાહેબે સન્તની વ્યાખ્યા ગાઈ છે એ ત્રિકાળસાચી છે કે —

સન્ત ભાઇરે ' શાન્તિ પમાડે તેને સન્ત કહીયે;

સ્વામીએ કહ્યુ મન માને તો સાક્ષી પૂરજો. અમને એ ધાણુ મળ્યા છે.

આદિત્ય સમ ઉદય થયા સ્વામી સહજાનદ,
અજ્ઞાનતિમિર ટાળવા, લઇ મુનિયોના વૃન્દ.
સત્સગ ચારે ખૂણમા કરાવ્યો કાઢી કુસગ;
સતજુગ સમ ધર્મ સ્થાપિયો, કરી કાળનો ભગ
જીવ જઇ જેની ઓળગે જીત્યા જુલમી કામ;
એરે એંધાણીએ ઓળખો ભૂમાનન્દનો શ્યામ.

બમ થયુ. દલપતરામને ધર્મબાણ વાગ્યા પેના ભજનમા કહ્યુ છેને કે —
સદ્ગુરૂએ અમને મારેલ શબ્દોના બાણ

દલપતરામ સ્વય કહે છે કે–'ઉપદેશ, જેમ બાણ વાગે તેમ, છાતીમા ઉતરી ગયો. ++ અન્ત કરણ પીગળી ગયુ, નેત્રમા આસુ આવી ગયા, અને સ્વામી પાસે બોલ્યા કે મહારાજ ' મ્હારૂ કલ્યાણ થાય તે બતાવો.' સ્વામીએ કહ્યુ આવજો વર્તમાન ધરાવીશુ.

સાધુ જીત્યા ને ગૃહસ્થ હાર્યા સદ્ધર્મને કોણ જીત્યુ છે ? સદ્ધર્મ સન્મુખે હાર સ્વીકારતા શરમાય છે તે સૌ જીવન હાર્યા છે

એમ દલપતરામ સત્સગી થયા, ને અન્ત કરણમા ધર્મનો ધજાગરો રોપ્યો સ. ૧૮૯૦ની વસન્તપચમીએ દલપતજીવનની ધર્મવસત બેઠી "*

* દલપતરામ ચરિત્ર, ભા ૧, પૃ ૧૨૦થી ૧૨૧

માંડ્યાં. બ્રિટિશ સરકારને, ટીપુ સુલતાનને અને નિઝામને સુંદરજીએ ઘોડાઓ પૂરા પાડવા માંડ્યા, ને તે ઘોડાઓનો મ્હોટો સોદાગર થયો."*

અશ્વ પરીક્ષામાં શેઠ નિપૂણ હતા અને તેના વેપારમાં એવા જ પ્રામાણિક હતા. એક ઘોડો દોષવાળો હોય તો તે વાત પ્રથમથી કહી દેતા. તેથી તેમની સારી છાપ પડી હતી; અને સૌ કોઇ તેમના શબ્દમાં વિશ્વાસ મૂકતું; અને એ શાખને લઇને અંગ્રેજ સરકારે તેમને લશ્કર સારૂં જોઇતી સાધન સામગ્રી પૂરૂં પાડવાનું કામ પણ સુપરત કર્યું હતું. 'સરકારી લશ્કરને અનાજ, ઘાસ, રસકસ, અને પગારનાં નાણા પણ શેઠ સુંદરજી ચુકવતા. એ કામની સર્વ વ્યવસ્થા તેમજ ગાડાં, જાનવરો અને વાહનો પૂરા પાડવાનું કામ સુંદરજીને જ સોંપાતું હતું. અને એમાંથી એમણે પુષ્કળ નફો પેદા કર્યો હતો.'

એમની બાહોશી અને કાર્યદક્ષતાથી સંતોષ પામી, કંપની સરકારે સુંદરજીને, પોતાના નેટીવ એજંટ તરીકે નિમ્યા હતા, અને 'દુધ પીતી' નાં પ્રકરણમાં આપણે જોયું છે, કે કર્નલ વોકરને એ કામમા તે મદદ કરતા; એટલુંજ નહિ પણ લખનૌના નવાબ સાથે કંપની સરકારને કોલકરાર કરવાના હતા ત્યારે સુંદરજીને વચમાં દુભાષિયા તરીકે રાખવામા આવ્યા હતા.

વળી સુંદરજી સારા લડવૈયા હતા. બંદુક ને તરવારનો ઉપયોગ કરી જાણતા. લડાઈમા જાતે લડતા. બેટના વાઘેરો સરકારી વહાણો લુંટતા ને પ્રજાને ઉપદ્રવ કરતા, તેમને શાસન કરવા બ્રિટીશ ફોજને સોંકાડી સુંદરજીએ તેમને જીત્યા હતા;

વળી કાઠિયાવાડમા બ્રિટિશ સત્તા નવી સ્થપાતી હતી; એ સમયમા કાઠિયાવાડના રાજાઓ અને ઠાકોરો, કંપની સરકાર સાથેના કામકાજમા, સુંદરજીની મદદ વારંવાર માગતા; તેમ જ તેની પાસેથી કર્જે નાણા લેતા હતા; એમની દરમિયાનગીરી કેવી અગત્યની અને કિંમતી થઇ પડતી, તે નીચેના ઉતારા પરથી જોવામા આવશે:—

"માળીઆના મીયાણા મોરબી રાજ્યના ગામડાઓ લુંટતા હતા. એમને મહાત કરવા મોરબી ઠાકોરે સુંદરજીને બોલાવ્યા. લડાઈનું ખર્ચ રૂ. ૩૨૨૦૦૦)–આપવાનું કબુલવાથી સુંદરજીએ લશ્કર મૂકવા ગવર્નરને લખ્યું. સરકારી પલટણોએ માળીઆ ઉપર હલ્લો કરી માળીઆ જીતી

* કચ્છનું વેપારતંત્ર પૃ ૨૪.

લીધુ. પરન્તુ ખર્ચ માટેના નાણા મોરબી પાસે હતા નહિ એટલે સુંદરજી પાસે ટંકારીઆ પરગણુ ઠાકોરે ગીરવી મૂક્યું એટલે સુંદરજીએ રૂપિયા ધીર્યા. મોરબીના ઠાકોરશ્રીએ તેને પાચ ગામ ઇનામ તરીકે આપ્યા.

પોરબંદરના રાણાથી સુનતાનજીનું તેડું સુંદરજીને આવ્યુ. સુંદરજી પોરબંદર આવ્યા. રાણાનો મુલક તેના પ્રધાન હા. પરમાનંદે આરબોની મદદથી દબાવ્યો હતો, તેને દૂર કરી મુલક બચાવશો તો હું ખર્ચ આપીશ માટે સરકારને સમજાવી મદદ અપાવો સુંદરજીએ કર્નલ વૉકરને લખી મદદ મગાવી. સરકારી લશ્કરની મદદથી પરમાનંદને કાઢી મૂક્યો. રાણાનો પાટવી રીસાઇ બંડ કરતો હતો તેને પણ હરાવ્યો. પરન્તુ રાણા પાસે લશ્કર ખર્ચ માટે નાણા નહોતા. એટલે સુંદરજી પાસેથી રોકડું નાણુ લઈ આઠ વરસની બધીથી પોરબંદર રાજ્યનો વહિવટ સુંદરજીને સોપ્યો. વહીવટને માટે પાકવા સુંદરજી બાર માસ પોરબંદર રહ્યા. પછી ભત્રીજાને કામ સોપી બીજા અગત્યના કામોમા રોકાયા

જામનગરના જામ જસાજીએ સુંદરજીના સાત ઘોડા બળજબરીથી આચકી લીધા, તેમ જ એક અંગ્રેજ અમલદારને મારી નાખનાર આરબ જમાદારને સ્વાધીન કરવા ના પાડી. આથી મુંબાઈના ગવર્નરની સંમતિ મેળવી ગાયકવાડી ફોજ સાથે જામનગર ઉપર હલ્લો કર્યો. ભારે લડાઈ થઈ. જામ જસાજી હાર્યા. તેણે સુંદરજીને બોલાવ્યા દશ લાખ રૂપિયા ખર્ચ અને દંડ પેટે ભરવાની સરતે સંધી થઈ. પરન્તુ લડાઇમા જામ સાહેબનું સર્વે નાણું વપરાઇ ગયુ હતુ એટલે સુંદરજી પાસેથી જોડીઆ બારંભાના બે પ્રાંત ગીરવી મૂકી દશ લાખ રૂપિયા ઉધાર લીધા. જામ સાહેબે સુંદરજીને ચાર ગામ બક્ષિસ આપ્યા.

હવે સુંદરજીનો વાણવટ ભારે વધી પડ્યો સરકાર તરફથી માસિક એક હજાર રૂપિયા દરમાયો મળવા લાગ્યો પોરબંદરનું આખું રાજ્ય આઠ વરસની બધીથી સુંદરજી પાસે ઘરેણે હતુ જામનગરના સારા બે તાલુકા તેની પાસે માંડેલા હતા. જુનાગઢને તેની ધીરધાર હતી. તેના લખાણ ઉપર ગવર્નરને ભારે વિશ્વાસ હતો. "*

આ પ્રમાણે શેઠ સુંદરજી એકલો વેપારી નહોતો પણ સાથે સાથે એક સમર્થ મુત્સદી અને બહાદુર લડવૈયો પણ હતો. તેવો જ ઉદાર દિલનો એક દાનવીર હતો.

---

* પુરા૰ જુન, સન ૧૯૩૪, પૃ ૨૨૯

સંવત ૧૮૬૯ માં મ્હોટો દુકાળ પડ્યો ત્યારે તેણે ખૂબ ધનધાન્ય વહેંચ્યું હતું; અને તેનો ધર્માદો પણ બહોળો હતો. જેમ પૈસો મેળવી જાણ્યો તેમ તેણે તે ખર્ચી પણ જાણ્યો હતો. ઘણાંજ મંદિરોના જીર્ણોદ્ધાર કર્યા હતા; વાવ, કુવા તેમજ ધર્મશાળાઓ બંધાવી હતી; એ રીતે તેણે ૫૦ લાખ ધર્માદામા ખર્ચ્યા હતા; અને એણે એવી આબરૂ અને પ્રતિષ્ટા જમાવી હતી કે એ યાત્રાથી પાછા ફર્યા ત્યારે તેને સામે લેવા કાઠિયાવાડના બધા રાજાઓ ગયા હતા; અને સુતેલા હોવાથી તેના પલંગ પાસે એક કલાક બેઠા હતા.

ખરે, તે એક બડભાગી પુરૂષ હતો.

## (૩) અરદેશર ધનજીશાહ કોટવાળ

"Among the natives of Western India he (Ardasir) stands alone for his abilities, his energy, and his unwearied zeal for the Government he served, the country which gave him birth and his countrymen refuge in exile." §

*Briggs.*

આપણા ચરિત્ર નાયકના વડદાદા શેઠ મોગાબજીને દિલ્હીના મુગલ બાદશાહે શાહી ઘડીઆળની દુરસ્તી સારૂ સુરતથી તેડાવ્યા હતા અને તે કામમાં યશ મળ્યો તેથી બાદશાહે તેમને નેકસાતખાનનો ખિતાબ બક્ષ્યો હતો. ત્યાર બાદ તેઓ પોતાના બે બેટાઓને બોલાવી લઇને દિલ્હીમા વસ્યા હતા. એમના એ બે બેટાઓને પણ બાદશાહે, મ્હોટા બરજોરજીને બહેરેમદખાનના અને ન્હાના પેસતનજીને તાલેયારખાનના ઇલકાબથી નવાજ્યા હતા. એ પ્રમાણે બાદશાહની છત્ર છાયા હેઠળ તેઓ સુખમા દિવસો નિર્ગમતા હતા, એવામા કંપની સરકારે સન ૧૭૫૯ મા સુરત બંદર કબજે કર્યું. તે સમયે બાદશાહે કંપની સરકારના એજંટને ભેટ-સોગાત આપવા નેકસાતખાનને પસંદ કરીને મોકલ્યા હતા; અને ત્યારબાદ તેમણે કંપની સરકારનો આશ્રય લીધો હતો; અને બરજોરજી બહેરેમદખાને પોતાના બાપના પછીથી સરકારી કામકાજમા નામના મેળવી હતી; અને તેમના પુત્ર ધનજીશાહે તો એથી વધુ કીર્તિ સંપાદન કરી હતી.

§ Cities of Gurjarashtra.

સન ૧૮૧૦ માં સુરત પાસેના માંડવી રાજ્ય હસ્તકના બોદાણ ગામે એક ફકીરે પોતાને માહાદી તરીકે જાહેર કરી મોટું ફિતુર ઉઠાવ્યું હતું, અને લોકોને ઉશ્કેરી પોતા તરફ ખેંચવા તેણે નીચે મુજબ જાહેરનામું કાઢયું હતુંઃ

"સુરતના સરવ કામદારને હકીમ (કલેક્ટર સાહેબ) જોગ જાણવું કે દુનીઆની આખરનો ઇમામુદીન અથવા ઇમામ મેહદી જાહેર થયો છે અને તે દરવીશનું નામ અહમદ છે અને હીંદવીમાં તેને રાજા નકલંક (કલંકી?) કહે છે. દીગર, જો ઇશલામી કબુલ રાખો તો ઠીક, નહી તો શહેર છોડીને બધાઓ જાવો, નીકર અતે લડવા તૈયાર થાવો. આ ફકીર ૪) યા આશમાનમાથી ઉતરી આવીઓ છે ને તેનામાં ૪) કાલબુદ ભેગાં થયાં છે. એક બાવા આદમ, બીજો ઇશા મરીઅમનો દીકરો, (હઝરત), અને અહમદ પેગંબર અને એ ચારે એકમા ભેગા થયા છે.* એઓ પાસ તોપ ને બંદુક નથી. પણ મારા પાસ એક ડંડો ને રૂમાલ છે. માટે તયાર થાવો' તા. ૧૧ મી ઝીલ્હીજની (૧૭ મી જાનેવારી ૧૮૧૦)!!"

"આવો ઝનુની પેગામ અંગ્રેજો ઉપર આવીયો અને અને સુરત થરથરી રહ્યું!" †

એ ફકીરની સામે જે લશ્કર ગયું તેમા ધનજીશાહ પણ હતા અને સમજુતી કરાવવા, આગળ પડનો ભાગ લેવા જતા તેમની દુશ્મનોએ ઉતાવળા થઇને કતલ કરી હતી. ત્યારથી અંગ્રેજોની ફિરોજશાહના કુટુંબ તરફ મમતા વધી અને તેમના બાલબચ્ચાને પોતીકી ઓથમા લીધા.

એ ધનજીશાહને બે પુત્રો હતા, એકનું નામ ફિરોજશાહ અને બીજાનું નામ અરદેશર, જે કોટવાળ તરીકે પ્રસિદ્ધ પામ્યો. તેમની કેળવણી માટે કંપની સરકારે જ પ્રબંધ કર્યો હતો અને તેઓ ઉમર લાયક થતા તેમને સરકારી નોકરીમા લીધા હતા. તેઓ એમની ચંચળતા અને હોંશિયારીને લઇને એક પછી એક ઉંચે ઓધ્ધે ચડયા હતા. એક રેવન્યુ કલેક્ટરના દરજ્જા સુધી ગયા હતા; ત્યારે બીજાએ શહેરના કોટવાળ તરીકે બહોળી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી; અને ફિરોજશાહના મૃત્યુ બાદ તેનો ઓધ્ધો અરદેશરને તેના કોટવાળ તરીકેના કામ ઉપરાંત મળ્યો હતો.

---

* એવો કોઇ તે લખ્યુ નથી પણ તે ઇમામ મેહદી સમજવો.

† જુઓ, અરદેશર કોટવાળનું ચરિત્ર પૃ. ૩૬.

એમના કુટુંબના જ એક બ્હેન ધનબાઇ વાદીઆ એ બે ભાઇઓ વિષે લખતા, કહે છે, કે, "બંને ભાઇઓ સંપીલા પણ જુદી જ પ્રકૃતિ ધરાવતા. પિરોજશાહ સાદાઇથી ટેક ગખતા પણ અરદેશર રોબવંતા, દમામદાર તેમજ પોતાના કામમા સખત રહેતા."●

અને એક મિત્ર જેમણે અરદેશરને નજરે જોએલા તે તેમનું નીચે પ્રમાણે વર્ણન કરે છે –

"અરદેશરનો દેખાવ ઘણો રોબદાર હતો તે કદમા ૬॥ ફીટ ઉંચા, ભરેલા ને કદાવર માણસ હતા. ૧૦ વરસ સુધી જે એક ચાબાક માણસ એમની તેનાતમા હતો તેણે હમને કહ્યું છે કે હાલ મુબઇમા એઓના જેવો ઉઠાવદાર માણસ કાંઈ દીસ્નો નથી' એમનું કપાળ ઉંચું ને વિશાળ હતું-નાહની તીણી આખીઓ, ખુલ્લુ ઉઠાવદાર નાક, નીચલો હોઠ પાછળ હઠતો, ને ગોળ, બાહર પડતી હુંઠી એટલા ચીનહોમા જ અરદેશરના સ્વાભાવિક ગુણો દેખાઇ આવતા હતા. એમની ચામડી બહુજ ગોરી ને મોહ ઉપર સીતનાના ઝીણા ચાથા હતા" ×

અરદેશરની શક્તિ અને સાહસ કાર્યોનો ખ્યાલ આવવા આપણે તે સમયની સમાજ સ્થિતિ જાણવી જોઇએ. સન ૧૮૪૦ મા બ્રિગસ નામનો અગ્રેજ મુસાફર સુરતમા આવ્યો હતો તેણે સુરતની તે સમયની કેટલીક હકીકત આપેલી છે, જેમાથી પ્રકરણના મથાળે એક ન્હાનો ફકરો ઉતાર્યો છે, અને અરદેશરનું ચરિત્ર લખનાર "બે' પણ એ વિષે નીચે પ્રમાણે માહિતી પૂરી પાડે છે

"નરમદા અને મહીના કીનારાના મુલકો અને નવસારીથી તે અમદાવાદ સુધીનો સઘળો મુલક તીરકામઠાવાલા ભીલોથી અને તરવારીઆ બાહાદુરોથી લુટાતો હતો, પીંડારી લોક કે જે વેલસ્લીના લશ્કરથી વીખરાઇ ગયા હતા અને બાકીના જે રહી ગયા હતા તે આ હતા. તેઓની નાહાની નાહાની ટોલી બની હતી અને તેના જુદા જુદા સરદારો પણ હતા તે લોકો એકદમ કોઈ શહેરમા જઇને પઇસાદારને લુટી લેતા હતા અને ગરીબને પણ દુઃખ દેતા હતા. એટલુજ નહી પણ તેઓ નાહાના નાહાના વાહાણોમા ખંભાતથી દમણ સુધી મુસાફરી કરતા અને દરીઆમા લોકોને અને માલને

● અહેવાલે અરદેશર કોટવાલ બહાદુર, પૃ ૧૧.
× ખાન બહાદુર અરદેશર કોટવાલ–કર્તા "બે" પૃ ૭૨

લુંટી લેતા હતા તે વખતે સુરત તે તરફના મલકો ઉપર પઇસાથી ભરપુર શેહેર ગણાતુ હતુ, તેથી સુરત શહેરમા ને તેની આસપાસના દરીઆમા તેમનુ ધાર હમેશ પડતુ તેથી એવુ નીપજીઉ કે જેમનો વેપાર ચાલતો તે મોટા વેપારીને બીજા તવંગર રેહેનારાઓ તો લુંગારાના સરદારો સાથે ભાઈબંધી કરીને તેમને વરસ દીવસે અમુક પાળ આપતા એવી ભાઇબંધી ઉપરથી તેવા વેપારીને રેહવાસીઓનો માલ ને જીનદગાની સહીસલામત રહેતી તે લોકની દરીઆ મીનારા ઉપરની ધાસ્તી કાઢી નાખવાને દરીઆઈ સરદાર વૉટસને ઘણીજ કોશેસ કીધી ને ઘણા વરસ પછી ઘણી બાહદુરીથી ફતેહ પામ્યો હતો તેજ વખતે સુરતના કલેક્ટર એનડરસને પોતાના મુલકમાથી એ લોકની ધાસતી કાઢી નાખવાને પ્રયત્ન કીધો હતો ઘણીએક હીકમતો કરી પણ કાઇ વલેઉ નહી રાતરે શેહેરના દરવાજા બંધ કરતા પણ તે લુટારા તોપે તેને અગબગ વને ઉઘાડી કાઢતા નહી તો ભીંતો ઉપરથી કુદાની આવતા તેમા એકાદ ટોળી મજુર અથવા ફેરીઆ તરીક દીવસે શેહેરની બજારમા ફરતી કે કોઈ રાહીરાડના ઘરમા પરોણા તરીક ઉતરતી ને મધરાતે તેમનો સરદાર તેમને બાહાર આવવાને સીશોની વગાડે કે કાઇ નીશાણી કરતો કે એકદમ સહીંકડો તરવાર બાહર આવીને બધા ગામમા ફરી વલતી એવી રીતે કલેકટરના ઘરમા પણ ત્રણ કે ચાર વખત લુટારાઓ વગર આવકારે જઈ આવીઆ હતા ? છેલે સરવાલે આનડરસને અરદેસરને કહ્યુ, “ “ કમ શેઠ તમારાથી પણ કઇ થવાનુ નહી ” ” આવુ સાભળીને અરદેશરને તો ખુબ ચઢી ગઈ તેણે કહ્યુ કે હાથોહાથ થઇ જાય તાહા ચોરોના જીવ લેવા કે આપવાની સત્તા આપો તો એમને ઉખેડી નાખુ. પછે અરદેસરે આ દુખ છ મહીનામા કાઢી નાખવાનુ વચન આપ્યુ અરદેસર જાતે જોરાવર તાલીમબાજ માણસ હતા એટને પોતે થોડાએક તાલીમબાજ પારસી ને મુસલમાનના ઉપરી થઇને ગીસત ફરવાની ટોળીઓ ફરતી કરી ને જરૂર પડે તારે રીજમીટના માણસોને તે બોલાવે તારે તેમની મદદે જવાનો હુકમ લઇ રાખ્યો પણ અરદેશરે તેમને કોઇ વખતે પણ બોલાવી ન હતી પેહેલવેહેલા અરદેશરે તો દીવસમા ચોર લાકો કયા ઘરમા ને કયે ખુણે ભરાઇ રેહે છે તેની તપાસ કરી જાણી લીધા, પછી તેમને લાચ આપવા માંડી ને આ નગરી જાનમાના કેટલાક ચોરોનેજ જાસુસો નીમયા કે જે વખતે તેઓ ગામમા આવવા એકઠા થાય તારે તેને ચેતાવે. છેલે, તેમણે એક પોલીસ ખાતુ કાઢ્યુ ને તેમા દરેક શીપાઇ

જોરાવર ને હથીઆર વાપરી શકે તેવા રાખીઓ ને અકેકી તળવાર તથા સીશાલી આપી. એમણે ચોરોને કેવી રીતે હરાવ્યા ને કઇ કઇ યુક્તીઓ કામે લગાડી એ બધું લખતાં તો ઘણું લંબાણ થઈ જાય પણ એટલું જ બસ છે કે અરદેસરનો બંદોબસ્ત પાકો થયો ને સુરતના લોક થોડી મુદતમાં ઉઘાડે બારણે સુતા હતાં. જે પ્રમાણે એમણે વચન આપું હતું તે પ્રમાણે આ બધું કામ કાંઈ ૭ મહીનામાં થયું નોતું; પણ તે જ્યારે પણ બજાવીઉ તારે એવી તો અસર થઈ હતી કે અરદેસરનું નામ સાભળીને લુંટારાઓ થરથર કાંપતા."*

સુરતમાં ડાંડીઆની પ્રથા જે આજે પણ ચાલુ છે તે અરદેશરે જ દાખલ કરી હતી, અને તે નામ આપીને કવિ નર્મદાશંકરે ચીમકીભર્યું અને રોળ કરતું એક છાપુ પણ કાઢ્યું હતું.

આ પ્રકારની એમની ઉત્તમ કામગીરી અને બાહોશીને લઇને સરકારે અરદેશરને વખતોવખત માન અકરામ અને જાગીરીના ઇનામોથી નવાજ્યા હતા. તેની વિગતો નીચે પ્રમાણે છેઃ—

"આવી એમની કીમતી નોકરીઓને માટે નામદાર સરકાર તરફથી તા. ૧૮ મી જાનેવારી ૧૮૨૬ દીને સુરત ખાતેના ઈંગ્રેજી એજન્ટે જાહેર દરબાર ભરી એવણને એક ખેતાબ તથા પાલકી ભેટ કીધી હતી. આ પ્રસંગે સુરતના ૮૦૦ મુખ્ય રહેવાસીઓની સહીનો એક પત્ર ઇંગ્રેજી એજંટ ઉપર આવ્યો હતો, જેમાં તેઓએ પોતાના બાહાદુર કોટવાળની નામદાર સરકારે આવી ઉત્તમ રીતે કદર પીછાણી તે માટે પોતાનો સંતોષ યા ખુશાલી જણાવી હતી. મુંબાઈનો નામદાર ગવરનર સર જોન માલકમ ઇ. સ. ૧૮૨૯ માં સુરત ગયો તે વેળાએ તેણે તા. ૨૨ મી ડિસેમ્બરે એક જાહેર તથા દબદબાવાળી દરબાર ભરી એવણને કીમતી ખેલાત તથા બાહાદુરનો ખેતાબ અને સોનેરી સાજ સાથેનો એક ઘોડો તથા રૂ. ૩૦૦૦ ની વાર્ષિક પેદાયશવાળાં ચાર ગામો જાગીર તરીકે ભેટ આપ્યાં હતા. તા. ૧૪ મી ડીસેમ્બર ૧૮૩૦ ને દીને સુરતના જુડિશિયલ કમિશનર મી. જેમ્સ સંડરલેન્ડે ગવરનર સર જોન માલકમના હુકમથી એક જાહેર દરબાર ભરી એવણને એક સોનાનો ચાદ ભેટ આપ્યો હતો...વગેરે."×

* આદેસર કોટવાલ, કર્તા, "બે" પૃષ્ઠ ૪૫

× પારસી પ્રકાશ, પૃ. ૭૦૦.

ત્યારબાદ સન ૧૮૪૪ માં આર. ડી સ્યુઅર્ડ નામના સુરતના જડજે કોઇ મોટી વારસા બાબતની તકરારમાં અરદેશરને સસ્પેન્ડ કર્યા હતા-પણ તેની વડોદરાના આસિ. રેસિડન્ટ દ્વારા રીતસર તપાસ થઇ, તેમાં તેઓ સર્વ આક્ષેપોમાંથી નિર્દોષ ઠર્યા હતા; અને તે બદલ તેમને અભિનંદન આપવા અને તેમની જગો પર ફરી તેમને સ્થાપવા એક મોટો મેળાવડો કલેક્ટર મી. એન્ડ્રુસે ભર્યો હતો. એ પ્રસંગનું વર્ણન ધનબાઇ વાડીઆએ કવિતામાં ઉતાર્યું છે, તે આપીશું—

" સુરતના સેશન્સ જડજ એનડરૂસ સાહેબ,
વખાણ સાથે વાંચે ફરમાન જાહેર.
" સુરતની આબાદી અરદેસરથી
સરકારની સેવા ખબરદારીથી.
માન્યો છે સરકારે શેઠનો આભાર
જાહેર કર્યો છે દરબારે તેમનો ઉપકાર "
એનડરૂસ સાહેબના બોલી રહેવા બાદ
ગુજરાતીમાં કરે આદીતરામ સીરેસતેદાર
"હવે વાલે છે જવાબ અરદેસરખાન
અંગ્રેજીમાં કહે છે કે પરવર મહેરબાન
નામદાર સરકારની હજુર ને માન
આપુ છું તમોને મારૂ વચન ફરમાન
હજુર પેછી સરકારને પડસે કંઇ કામ
તો સેવામાં હાજર છું જતાં મારો જાન.
મારા કુટુંબથી વફાદારી
થતી આવી છે બહાદુરોથી સરકારી
મારા બાપે આપો જાન જફાકારી
મારા ભાઇની નોંધાઇ જેમ વફાદારી
તેમજ મુજનો પ્રાણ તમપર વારી
મારી જીંદગી તક રહેને વચન જારી."*

* અરદેશર આરેગર કોટવાલ, પૃ. ૭૦.

સરકારે તેમનાં કાર્યની કદરસનાથી કરી હતી, તેમ એ સમયે શ્રી સહજાનંદ સ્વામીનો જનતા પર બહોળો પ્રભાવ પડયો હતો, તેઓએ અરદેશરના પોતાના પ્રતિના પ્રેમ અને સદ્‌ભાવથી પ્રસન્ન થઇ, સુરતથી પાછા ફર્યા ત્યારે અરદેશરને તેમનો પાઘ એક સંભારણા તરીકે ભેટ આપ્યો હતો, જે એક મ્હોટું માન આપ્યું કહેવાય. ધનબાઇ લખે છે,

"સ્વામી સંગ શેઠજી થાણા વેર જાય,
શેઠ સાથનો સ્નેહ જોતાં મનમાં સુજાય
મારી યાદગીરીમાં તમને શું અપાય
કાપોદ્રા ને ઘાટે ઉતર્યા રાય
અરદેશરજીને મુગટ આશીશથી દેવાય
સ્વામીએ માથેથી ઉતારી હેતે અપાર
અરદેશરના સર પર પહેરાવે તે વાર
જે માથેનું મુગટ સ્વામીનો પાઘ
તતકાલ ઉતારીને પોતાને હાથ
શેઠજીના માથા પર મુકતાની સાથ
હરખના આંસુએ ભેતીને બાથ
આપી તે મુગટની સાચ્ચી ઇધાન
યાદગીરીમાં આપી શીરપરની નીશાન.
આશીષથી દુવા આપુ તમને ઘેર
સુખી રાખે કીરતાર જાવ ચંદ્રો વેર." †

અરદેશરનો દોરદમામ અને ઠાઠમાઠ બાદશાહી પ્રકારનો હતો તે આપણે ઉપર જોયું છે, અને તદનુસાર તે ખર્ચ પણ મ્હોટો રાખતો અને દિલનો બહુ દિલાવર હતો, એટલે સુધી કે કોઇ તેને બારણે સાદ પાડતો આવે તે કદી ખાલી હાથે જતો નહિ; તેથી એક સખી પુરુષ તરીકે તેની કીર્તિ બહોળી પામેલી હતી. "એક વેરાએ મવારના પ્રહરમા અરદેશર બારીએ ઉભા છે, તેવામા દીલીથી કોઈ ફકીરે પુછનો પુછનો એઓના ઘર આગળ આવીને સવાલ કરો કે "બાબુ, સુરતમે બાહાદુર કહેલાતા સો

† અરદેશરે અરદેશર કોટવાલ, પૃ ૮૧

કાણુ હશે ? ને પોતે જાહેર થતાં ફકીરે,-કહ્યું, ‘યા ! બહાદુર હય તો રૂ. ૧૦૦૦/- કી ઠેલી ફેંક દે તો !" તારે શેઠે હજાર રૂપીઆની ઠેલી ફેંકી આપી !

તેમણે આ પ્રમાણે પૂરી સાહેબી અને બાદશાહી વૈભવ ભોગવ્યો હતો પણ તે પાછળના લખલુટ ખર્ચ અને સખાવતથી તેમની બહોળી આવક પણ ખુટી પડતી અને તે સારૂ તેઓ કરજે નાણાં લેતા. એ દેવું લાખોનું થઇ પડયું હતું; અને લેંણદારોએ તે માટે તગાદો કરતાં, તેઓ બહુ વિમાસણમાં પડયા હતા અને એ ચિંતાને લઇને એમનું શરીર કથળ્યું હતું. લેંણદારોના ત્રાસથી બચવા તેઓ હવાફેર માટે ડુમસ જઇ રહ્યા હતા; ત્યાં પણ તબીયતમાં કાંઇ સુધરો થયો નહિ અને તેમની માંદગી વધતાં, તેમને સુરત પાછા આણવામાં આવ્યા હતા. અહિં તા. ૧૫મી ફેબ્રુઆરી સન ૧૮૫૯ના રોજ એમનું અવસાન થયું હતું. "એઓ થોડાંક વરસ છવીયા હત તો એઓના કરજની સમાધાણી થઇ જાત; પણ ગુજરી ગયાથી ૯ લાખનું દહેણું જેમનું તેમ રહ્યું. માંગનારાઓએ એમની જાગીરો જપત કરી વેચાવી નાખી ને એઓની વીધવા તથા છોકરાને નજદીક ભીખારી હાલતમાં લાવી મુકીયા. થોડા વખતમાં મી. એલ્લાસીસની મેહેનતથી એમની વીધવાને સરકાર તરફથી મહીને રૂ. ૧૫૦ નું પેનસન મલીઊ."×

શી કિસ્મતની કરામત !

એજ ખાનદાન કુટુંબમાંના બે નબીરામાથી સ્વર્ગસ્થ જહાંગીરશાહ તાલીઅરખાંએ એક મ્હોટા ઓરીસર તરીકે સારી પ્રતિષ્ઠા મેળવ્યા ઉપરાંત "મુદ્રાકુલીન" અને "રત્નલક્ષ્મી" નામની બે સુંદર નવલકથાઓ લખીને ગુજરાતી સાહિત્યની સરસ સેવા બજાવેલી છે; અને એમના બંધુ મી. પિરોજશાહ તાલીઅરખાન પણ ડિસ્ટ્રીક્ટ અને સેશન્સ જડજના માનવંતા હોદ્દા ઉપરથી થોડાં વર્ષો ઉપર ફારગ થઇ, બાપીકા વતન, સુરત શહેરની, જાહેર પ્રવૃત્તિમાં અગ્રેસર ભાગ લઇને, વિવિધ પ્રકારની સેવા કરી રહ્યા છે, એ એક નોધવા જેવી બિના છે.

× "બ" રચિત આરદેશરનું જીવનચરિત્ર, પૃ. ૬૬ અને ૭૨.

## (૪) રાવબહાદુર નરસોપંત લક્ષ્મણ માવલંકરજી

"मावळंकरांतील अत्यंत सच्छील, पुण्यवान् आणि कर्तृत्ववान् अशा पुरुषांतच नरसोपंताची गणना होणें अवश्य आहे." ×

સને ૧૮૧૮મા ગુજરાતમા કંપની સરકારનો રાજ્યામલ શરૂ થયો ત્યારે દેશમા વ્યવસ્થા અને કાયદાકાનુનનુ ધોરણ દાખલ કરવામાં જેમણે બ્રિટિશ ઓફીસરોના હાથ નીચે ઉત્તમ કામગીરી કરી, રાજકર્તા અને પ્રજા ઉભયનો વિશ્વાસ અને પ્રેમ સંપાદન કરેલો, તેમા રા. બા. નરસોપંત લક્ષ્મણનો સમાવેશ થાય છે. એક ચારિત્ર્યવાન, કર્તવ્યનિષ્ઠ, અને કાર્યદક્ષ પુરૂષ તરીકે પણ એમનુ ચરિત્ર અવલોકવા જેવું છે.

એમના કુટુંબની મૂળ અટક 'સત્યવાદી" હતી; અને એ કુટુંબમાં નૃસિંહની ઉપાસના છે. કુટુંબના મળ સ્થાપક "માવલંગ" ગામમા (સંગમેશ્વર તાલુકો, જીલ્લે રત્નાગીરી) ઇ. સ. ના ૧૨મા સૈકામાં નૃસિંહ ઉપાસના માટે વસ્યા બાદ ત્રણ ચાર પેઢીએ કુટુંબને સંગમેશ્વર વિભાગના સર દેસાઇનું વતન મળ્યું; તેમા આગળ જતાં આશરે ૭૦૦ ગામોનો વહીવટ તેમના હસ્તક આવ્યો હતો. તે ઉપરાંત તેમને "માવલંગ" ગામ ઇનામ મળેલુ તે ઉપરથી તે કુટુંબના બધા "સરદેસાઇ" અગર "માવલંગકર" અગર "માવલંકર સરદેસાઈ" એ અટકથી ઓળખાવા લાગ્યા. નરસોપંતના વડવાઓને સરદેસાઈ વતનમા ભાગ મળેલો નહીં, તેથી તેમને માવલંગા પાસે આવેલા "મૈતવાડા" વિભાગનું દેસાઇગીરીનું વતન મેળવ્યું અને તે તેમની શાખામા ચાલતું. તે ઉપરથી તેઓ "મૈતવડેકર" દેસાઇ એ નામથી પણ ઓળખાતા.

મૈતવડા મહાલ આંગરેના કબજામા સને ૧૭૩૫મા આવ્યો ત્યારથી તે સને ૧૭૫૬મા પેશ્વાઓએ આંગરેનો મુલક લીધો તે દરમિયાનની આસમાની સુલતાનીમા મૈતવડેકર દેસાઇનું વતન લગભગ પાયમાલ થયું હતું. તેથી એ કુટુંબના "બાજી નાયક" નામના નરસો લક્ષ્મણના દાદાએ પુના દરબાર મારફતે વતન મેળવી તેને સારી સ્થિતિ ઉપર લાવવા માટે ઘણા પ્રયત્નો કર્યા, પણ તે સર્વ નિષ્ફળ ગએલા. આ પ્રયાસો તેમણે બેર નામના બે ભાઈઓ મારફતે કરેલા, જેમાના એક ઉત્તર હિંદુસ્તાનમા પ્રખ્યાતી ... "ગોવિંદ પંત બુંદેલે" હતા. અને ૧૭૬૧ ની પાણીપતની

× જુઓ માવળંકર ઘરાણ્યાચા ઇતિહાસ ઉત્તરાર્ધ, ખંડ ૨.

લડાઇમાં ગોવિંદ પંત બુંદેલે માર્યા ગયાથી તેમની મારફતે આગળ કંઈ પ્રયાસ થઇ શકે એવી સ્થિતિ રહી નહીં.

વતન મેળવી સારા પાયા ઉપર લાવી પોતાના કુટુંબનું ભરણપોષણ કોંકણમાં જ રહી, થઈ શકે એવી સ્થિતિ નથી એમ જોઈ સદર બાજી નાયકે કોંકણ કાયમનું છોડયું અને પોતાના કુટુંબ સાથે તેમજ વતનના દફતર સાથે ગુજરાતમાં આવી બોરસદમાં ગાયકવાડની નોકરીમાં તેઓ જોડાયા. એ રીતે આ કુટુંબ ૧૭૬૫ થી ૧૭૭૦ના અરસામાં પોતાની અસલ ભૂમિ કાયમની છોડી ગુજરાતમા આવી સ્થાયી વસ્યું હતું. બાજી નાયક સને ૧૭૯૦ના અરસામા ગુજરી ગયા ત્યાં સુધી બોરસદમાં જ ગાયકવાડની નોકરીમાં હતા.

એ બાજી નાયક કોંકણમાંથી આવ્યા ત્યારે દેસાઇનો ઓધ્ધો ભોગવતા નહીં હોવાથી તેમણે "નાયક" એ પદવીનો તેમજ "દેસાઇ" એ અટકનો ત્યાગ કર્યો અને "માવલંકર" એ નામથી ઓળખાવા લાગ્યા. તેમના દીકરા લક્ષ્મણ બાપની જગ્યાએ કામ કરતા અને ૧૭૯૦ થી ૧૮૦૦ ની આસપાસમા તેઓ અમદાવાદ આવીને ભદ્રમાં વસ્યા હતા. સને ૧૮૧૨ ની સાલમાં અમદાવાદના કલેક્ટર મી. ડનલોપે ભદ્રના ઘરોની યાદી કરાવેલી તેમા આ કુટુંબના ઘરનાં માલીકનું નામ "પંડીત લક્ષ્મણ બાજી" એ રીતે નોંધ્યું છે.

તે વખતે તેમની સ્થિતિ તદન સામાન્ય હતી, અને એક ઇનામદાર કુટુંબના હોવાનું અભિમાન છતા સામાન્ય ઘર ઉદ્યોગ કરવામા તેઓ કાંઇપણુ નહાનમ સમજતા નહીં. એમને બે પુત્રો હતા : સોમનાથ અને નરસોપંત

આ નરસોપંતનો જન્મ સને ૧૮૦૦ મા ૧લી ઓગસ્ટે બોરસદમાં થયો હતો, અને તેમણે મરાઠી અને ગુજરાતીનું શિક્ષણ બોરસદમા લીધું હતું.

કંપની સરકારનો નવો અમલ શરૂ થતાં જ સને ૧૮૧૮ મા અઢાર વર્ષની વયે નરસોપંતે દસક્રોઇ તાલુકાના ઓઢ ગામના તલાટીની જગ્યા રૂ. ૭) ના માસિક પગારની લીધી હતી; એ હલકી પાયરીની નોકરીથી શરૂઆત કરી, તાલુબ થવા જેવું એ છે કે અંગ્રેજીનું જ્ઞાન ન હોવા છતા, તે એક દેશીને મળી શકે એવા માસિક રૂ. ૭૦૦) ના પગારના મ્હોટા દફતરદારના ઓધ્ધાપર્યન્ત પહોંચ્યા હતા.

તલાટીની નોકરી દરમિયાન તેમણે જમીન માપણી–માપકરણનું જ્ઞાન

મેળવ્યું હતું: અને એ વખતે જ એમણે એવી સરસ છાપ પાડી કે તેમની નોકરીના પહેલા વર્ષમાં જ કલેકટરે તેમને પોતાના હાથ નીચે લઇ લીધા હતા. અને રેવન્યુ કમિશનર મી. થોમસ વીલીઅમસને પ્રાંતિજ અને વિરમગામની જમાબંધી મુકરર કરવામા નરસોપંતની મદદ માગી હતી. એ કામથી પ્રસન્ન થઇને ભાવનગર સંસ્થાનનું ટૂટભર્યું સેટલમેન્ટનું કામ પણ તેમને સોપાયું હતુ; અને તે પૂરું થતા નરસોપંતને અલીણાના મામલતદારની જગ્યા આપવામા આવી હતી.

તે પછી સને ૧૮૨૫મા તેમને નાપાડના પહેલા વર્ગના મામલતદાર નીમીને પોલીસ ખાતાના વડાનો ચાર્જ પણ સોંપાયો હતો. તે પ્રદેશમા કોળી, મેવાસીઓ અને શુન્દગાર જાતની ટોળીઓ પ્રજાને બહુ ત્રાસ આપતી, તે સઘળાને ચાંપી દઇને એમણે પ્રજાને શાંતિ મેળવી આપી હતી. આ ઉપરથી જોઇ શકાશે કે રા. બા. નરસોપંત જેમ કલમે કુશળ અને કાર્યદક્ષ હતા તેમ સીપાઈગીરીમાં પણ એવા પ્રવીણ હતા.

તેમની લાયકાત જોઇ તેમના ઉપરિ અધિકારી મી. વીલીઅમસને તેમના પગારમા રૂ. ૧૦૦) નો વધારો કરી આપવા, તેમજ તેમને પાલખીનું ખાસ માન આપવા સને ૧૮૦૩માં મુબાઇ સરકારને ખાસ લખાણ કર્યું હતુ, તેમાથી ઉપયોગી ભાગ અમે નીચે ઉતારીએ છીએઃ—

(a) *Though of a very respectable family*, this individual has *risen by his merits* from the lowest (literally) to the highest situation a native can fill in the Revenue Branch of the service.

× × ×

(b) Observing his *attention to his duty*, and that he *kept aloof from everything like intrigue or party-spirit* in the office, I begged the Collector to allow him to accompany me to Prantij and Viramgam, when the Jummabundy settlement of those Paragnas was entrusted to me in 1822-23.

× × ×

(c) I can, with confidence, state that Government is considerably indebted to him for the successful conclusion of that important settlement ( Bhavnagar ).

× × ×

(d) x x x in discharging the responsible public duties that devolved upon him,... ........ he gave perfect satisfaction to his superiors. His revenue was punctually realised, and *his knowledge and support of the rights and usages of the Country, rendered him popular among the ryots.* x x x x x. In the superintendence of the Police & in the management of the revenue of this extensive charge, he *displayed much ability, zeal and good sense.* Some very troublesome Mehwasee villages, situated among the ravines of the Mahee, were within his jurisdiction; and the restraint his active superintendence imposed on the conduct of the Kolees, tended ( I speak from personal observation made during several visits to that quarter ) considerably to the tranquility of that part of the Zillah.

× × ×

(f) Among his services as a Revenue servant I may particularise *the restoration of the Narwa,* of the villages of the Charoter. Their Bhagdari (constitution) had been broken by over-assesment & other causes.

× × ×

(g) But his best praise, in my humble opinion, is that the *accuracy of information,* the *soundness*

*of opinion* he has so frequently been called upon to give in the discharge of his public duties at the head of a Purgumah have been invariably (for I do not remember an instance to the contrary) borne out by facts and practical results.

× × ×

(h) Narsoba's acquirements and qualifications for a revenue officer, are far beyond those of any other native I have met with in India. For with *much experience and with greater intelligence than most, he has the character of being strictly honest* and *possesses habits of business* and the *power of applying himself to it* in a manner that I have never seen equalled.

× × ×

(i) The natives, from the Surdar to the cultivator, have *always spoken of him as a respectable man*, as *an able servant* and *an impartial officer*.

× × ×

(j) In transacting business with natives, *his demeanour is mild, firm and independent;* such *as denotes a man who, conscious of having always uprightly discharged his duties neither seeks the support of a friend nor fears the designs of an enemy...............*He undertakes an individious duty with the same readiness as an agreeable one.*

આ લખાણ પરથી કંપની સરકારના બોર્ડ ઓફ ડીરેક્ટરે નરસોપંતની સેવાની કદર કરી તેમના પગારમાં અંગત એલાવન્સ તરીકે રૂ.

* માવળંકર પરાક્રમના ઇતિહાસ, ઉત્તરાર્ધ, ખંડ બીજો, પૃ. ૪૬૧.

૨૦૦) વધારી આપ્યા અને પાલખીનું માન પુના મુકામે સને ૧૮૩૮ માં ખાસ દરબાર ભરીને આપ્યું હતું. ઉપરાંત સરકારે રાવ બહાદુરનો ઇલ્કાબ આપ્યો અને પુનામાં પેશ્વા દફતર માટે નીમાએલ -કમિશનના તેમને એક સભાસદ નીમ્યા હતા.

એ નોકરીની વધુ કદર થવા કમિશનરે ભલામણ કરેલી તે પરથી બોર્ડ ઓફ ડીરેકટરે ઉપર મુજબ કરવામાં આવેલ પગારમાં વધારો તથા પાલખીના સાલીઆણા ઉપરાત રૂ. ૧૨૦૦) ની ઉપજના દસક્રોઇ તાલુકાના નારોળ અને રોપડા નામનાં બે ગામો ઇનામમાં આપ્યાં હતાં. એ ઇનામ વંશપરંપરા મળવા લખાણ થયું હતું, પણ કંપની સરકારે પોતાની રાજનીતિને વળગી રહી તે ત્રણ પેઢી સારૂ મર્યાદિત રાખવાનુંજ પસંદ કર્યું હતું.

રા. બા. નરસોપંતે સુરત તથા ભરૂચ જીલ્લાઓમાં પણ નોકરી કરી હતી. આખા ગુજરાતમાં તેમણે પોતાની સેવા અર્પી હતી એમ કહી શકાય. સને ૧૮૪૧માં તેમને જે ગામો ઇનામમા આપવામા આવ્યાં તેની સનંદ સરકાર તરફથી નીચે મુજબ મળી હતી:

"लिआकत व अहलिअत मा आब नरसो लक्ष्मण, रावबहादुर, उपनाम मावलंकर नायक सरदेसाई, जाते कराडेब्राह्मण, असल रेहेनार कसबे सैतवडे तरफ मजकुर, तालुके रत्नागीरी, प्रांत दक्षण कोंकण, हाल रेहेवासी शेहेर अंमदावाद शलंम हू अलताला.

जांणवूं के तमें ईस्ट इन्डिया कंपनीनी नोकरी घणा दिवस दर्मानत्थी रि विन्यु दिपारटमेंनट, प्रांत गुजरातना दरोबस्त जिल्लाओमां ता बजि कामां तथा रिविनीउ कमीस्नर हापीसमधें दफतदारीनी कीधी; ते उपरथी मुंबइना नेक नामदार गवरनर दर इजलास कौसल एऊए तमारी भारे कींमतनी चाकरीनो अनुभव सरकारनें आवो, तेहेनी हंमेशां नीसांणी रेहेवा सारु नेक नांमदार हनरावल कोरट आफ डीरेकटर विलाएत सरकार एमने सिफारस कीधी के तमने गांम चौंस परंपरा इनाम आपवुं. ते उपरथी नेक नामदार कोरट एऊए ता. २० मी फेबरवारी संने १८४० ना हुकममां कबुल करु जे तमने त्रण पुस्त इनांम आपवु.

× × × ×

*of opinion* he has so frequently been called upon to give in the discharge of his public duties at the head of a Purgunah have been invariably (*for* I do *not remember* an *instance to the* contrary) borne out by facts and practical results.

× × ×

(h) Narsoba's acquirements and qualifications for a revenue officer, are far beyond those of any other native I have met with in India. For with *much experience and with greater intelligence than most, he has the character of being strictly honest* and *possesses habits of business* and the *power of applying himself to it* in a manner that I have never seen equalled.

× × ×

(i) The natives, from the Surdar to the cultivator, have *always spoken of him as a respectable man*, as *an able servant* and *an impartial officer.*

× × ×

(j) In transacting business with natives, *his demeanour is mild, firm and independent;* such *as denotes a man who, conscious of having always uprightly discharged his duties neither seeks the support of a friend nor fears the designs of an enemy...............*He undertakes an individious duty with the same readiness as an agreeable one.*

આ લખાણ પરથી કંપની સરકારના બોર્ડ ઓફ ડીરેક્ટરે નરસો-પંતની સેવાની કદર કરી તેમના પગારમા અંગત એલાવન્સ તરીકે રૂ.

* માવળંકર ઘરાણ્યના ઇતિહાસ ઉત્તરાર્ધ, ખંડ બીજો. પૃ ૪૧૨

૨૦૦) વધારી આપ્યા અને પાલખીનું માન પુના મુકામે સને ૧૮૩૮ માં ખાસ દરબાર ભરીને આપ્યું હતું. ઉપરાંત સરકારે રાવ બહાદુરનો ઇલ્કાબ આપ્યો અને પુનામા પેશ્વા દફતર માટે નીમાએલ -કમિશનના તેમને એક સભાસદ નીમ્યા હતા.

એ નોકરીની વધુ કદર થતા કમિશનરે ભલામણ કરેલી તે પરથી બોર્ડ ઓફ ડીરેકટરે ઉપર મુજબ કરવામાં આવેલ પગારમાં વધારો તથા પાલખીના સાલીઆણા ઉપરાત રૂ. ૧૨૦૦) ની ઉપજના દસકોઇ તાલુકાના નારોળ અને રોપડા નામનાં બે ગામો ઇનામમાં આપ્યા હતાં. એ ઇનામ વંશપરંપરા મળતા લખાણ થયું હતું, પણ કંપની સરકારે પોતાની રાજ-નીતિને વળગી રહી તે ત્રણ પેઢી સારૂ મર્યાદિત રાખવાનુંજ પસંદ કર્યું હતુ.

રા. બા. નરસોપંતે સુરત તથા ભરૂચ જીલ્લાઓમાં પણ નોકરી કરી હતી. આખા ગુજરાતમાં તેમણે પોતાની સેવા અર્પી હતી એમ કહી શકાય. સને ૧૮૪૧મા તેમને જે ગામો ઇનામમા આપવામા આવ્યા તેની સણંદ સરકાર તરફથી નીચે મુજબ મળી હતીઃ

" लिआकत व अहलिअत मा आब नरसो लक्ष्मण, रावबहादुर, उपनाम मावळकर नायक सरदेसाई, जाते कराडब्राह्मण, असळ रेहेनार कसबे सैतवडे तरफ मजकुर, ताळुके रत्नागीरी, प्रांत दक्षण कोंकण, हाल रेहेवासी शेहेर अंमदावाद शलंम हू अलाताला.

जांणवूं के तमें ईस्ट इन्डिया कंपनीनी नोकरी घणा दिवस इमांनथी रिविनं दिपारटमेंनट, प्रांत गुजरातना दरोबस्त जिलाओमां ता बाजा कामां तथा रिविनीउ कमील्नर हाफीसमधे दफतदारीनी कीधी; ते उपरथी मुंबइना नेक नामदार गवरनर दर इजलास कैासल एऊए तमारी भारे कींमतनी चाकरीनो अनुभव सरकारनें आवो, तेहेनी हमेशां नीसांणी रेहेवा सारु नेक नांमदार ह्नराबल कोरट आफ डीरेकटर विलाएत सरकार एमने सिफारस कीधी के तमने गांम वैास परंपरा इनाम आपवु. ते उपरथी नेक नामदार कोरट एऊए ता. २० मी फेबरवारी संने १८४० ना हुकममां कबुल करु जे तमने त्रण पुस्त इनांम आपवु.

× × × ×

આ બધું બતાવે છે કે, તેઓ **બહુ પ્રામાણિક, કાર્યનિપૂણ, કર્તવ્યનિષ્ઠ, ન્યાયી અને ચારિત્ર્યવાન** અમલદાર હતા; અને વળી સરકારની સેવા કરવામાં પ્રજા હિત પણ લક્ષ્યમાં રાખવાનું ભૂલતા નહિ. તેમની નોકરીમાં તેઓ યશસ્વી નિવડયા હતા, તે એમને પગારમાં વખતો વખત બઢતી અને ઈનામમાં ગામો મળ્યાં હતાં તે જ તેની નિશાની છે. પણ ભાગ્યનું ચક્ર એકસરખું ગતિ કરતું નથી; એજ ડાહ્યો અને બાહોશ ગણાતો પુરુષ ખટપટ અને પ્રપંચનો ભોગ થઇ પડે ત્યારે આપણે કોને દોષ દેવો?

અરદેસર કોટવાલના ચરિત્રમાં આપણે જોયું છે કે તે પણ કાવાદાવાનો ભોગ થઇ પડી, તેમને મ્હોટા માનવંતા ઓદ્દા પરથી સસ્પેન્ડ કરવામાં આવ્યા હતા, પણ પાછળથી તેની રીતસર તપાસ થતાં તેઓ નિર્દોષ ઠર્યા હતા, અને જાહેર સમારંભ થઇને ફરી તેમની મૂળ જગો પર તેમને સ્થાપવામાં આવ્યા હતા.

પાછલા પ્રકરણોમાં આપણે જોયું છે કે પહેલા સયાજીરાવ ગાયકવાડના મૃત્યુ પછી વડોદરાનો રાજ્યવહીવટ ખટપટભર્યો થઇ પડયો હતો. સને ૧૮૪૩ માં નરસોપંતની વડોદરાની રેસિડેન્સીમાં નેટિવ એજંટ તરીકે પ્રથમ નિમણુંક થઇ હતી અને પછીથી તેમને કમિશનરની ઓફીસમાં મૂકવામા આવ્યા હતા. તે જગો માટે વિનાયક મોરેશ્વર ફડકે નામનો એક ગૃહસ્થ પણ ઉમેદવાર હતો તેને તે જગો નહીં મળવાથી નરસોપંતના વિરોધી તરીકે તેણે ઓફીસમાં ઉશ્કેરણી અને ખટપટ આરંભી હતી. અને તે એવો પ્રપંચી માણસ હતો કે મુંબાઇના રાજદ્વારી વિભાગમાં તેને કોઇ જગો નહીં આપવાનો ખાનગી હુકમ સુદ્ધાત મુંબાઈ સરકારને કાઢવો પડયો હતો.

નરસોપંતે સાત રેસિડેન્ટોના હાથ નીચે કામ કર્યું તેમાં કર્નલ ઓટ્રામ સિવાય બધાને સંતોષ મળ્યો હતો; પણ ઉપરોક્ત ફડકેના કાવાદાવાથી ઓટ્રામ નરસોપંત વિરૂદ્ધ ભંભેરાયો હતો, એટલુંજ નહીં પણ ફડકેની દોરવણીથી નરસોપંત પર કેટલાક ગંભીર આક્ષેપો મુકી મુંબાઇ સરકારને તેની વિરૂદ્ધ રીપોર્ટ સુદ્ધાંત કર્યો હતો; પણ મુંબાઇ સરકાર નરસોપંતના કામકાજથી પુરેપુરી વાકેફ હતી, તેથી તેણે નરસોપંતને નિર્દોષ જાહેર કરી, જે ઠરાવ લખી મોકલ્યો હતો, તેના છેવટના ફેરાનું લખાણ નીચેની મતલબનું હતું:—

"તેમનું (નરસોપંતનું) આજપર્યંતનું ઉત્કૃષ્ટ વર્તન અને વિશ્વાસપાત્ર નોકરી લક્ષમાં લેતાં, એકાદ બાબતમાં કમનસીબે

સ્મરણમાં નહીં રહેતાં કાંઇ ક્ષુલ્લક કસુર કરી હોય તો તે એમના ચારિત્ર્યને કલંકરૂપ કે એમની લાંબી અને નિર્દોષ સરકારી નોકરીને કાધરૂપ હોય એવું સરકારને બીલકુલ જણાતું નથી."

પણ એ ઠરાવ લખાઇ આવે તે પૂર્વે ઔટ્રામ વિદેશ ગયો હતો; અને ઉપરની બાબતની જાણ થતાં તેને બહુ લાગી આવ્યું હતું. એટલે રજા પરથી પાછો રેસિડેન્ટ નીમાઇ આવતાં, નરસોપંત સામે ફરી તેણે કામ ઉપાડ્યું હતું. ઔટ્રામ કાચા કાનનો અને સંશયી વૃત્તિનો અમલદાર હતો એ તેના કામકાજ પરથી માલમ પડી આવે છે. તેના પછી ફ્રેન્ચ નામનો રેસિડેન્ટ આવેલો તેણે નરસોપંતને પુનઃ વિશ્વાસમા લીધા હતા. એ સમયે અગાઉ કહ્યું તેમ રાજ્યમાં બહુ ખટપટો ચાલતી હતી; અને ઔટ્રામ ઉતાવળીઓ અને કિન્નાખોર હોવાથી તેણે વડોદરાના રાજ્યવહીવટમા ઘણો ગુંચવાડો કરી મુક્યો હતો; અને એ રીતિનીતિના પરિણામે મુંબાઇ સરકાર, જે વડોદરાના રાજ્યવહીવટ પર દેખરેખ રાખતી, તે અધિકાર તેની પાસેથી હિન્દી સરકારે પોતાના હાથમા લઇ લીધો હતો; પણ પાછળથી હિન્દી સરકારે એ કાર્યમાં તેની ભુલ જોઇને વડોદરાનો વહિવટ ફરી મુંબાઇ સરકારને સોપ્યો હતો, અને એજ ઔટ્રામે જે ખટપટ રીપોર્ટ કર્યો હતો તેનું નિરીક્ષણ કરી, ઇંગ્લાંડના અધિકારી મંડળે તેમાં એક વાત સ્પષ્ટ રીતે નોંધી હતી, કે "મુંબાઇ સરકાર પ્રત્યે ઔટ્રામે યોગ્ય માન દેખાડ્યું નથી."+

એજ ઔટ્રામે પોતાના અધિકારનો ઉપયોગ કરી પોસ્ટ ઓફીસમાંના પત્રો રોક્યા હતા; અને એવા બીજાં અયોગ્ય વર્તનોથી અસંતુષ્ટ થઇને ગણપતરાવ ગાયકવાડે ઔટ્રામને ખસેડવા મુબાઇ સરકારને અરજી કરેલી તે પણ તેણે દાબી રાખી હતી.

આ બધી હકીકત પરથી આપણે જોઇ શકીએ છીએ કે નરસોપંતના પ્રત્યેનું તેનું વર્તન દ્વેષભર્યું જ હતુ, અને કોઈ પણ પ્રકારે નરસોપંતને કલંક લગાડી નોકરીમાંથી દૂર કરી ફડકેને દાખલ કરવો એ તેનો ઇરાદો હતો. તે મુજબ નરસોપંતને એ દૂર કરી શક્યો પણ ફડકેને નોકરીમા દાખલ કરી શક્યો નહીં. પોતાને નોકરીમાંથી ખસેડ્યા પછી, જે મેમોરીઅલ નરસોપંતે બોર્ડ ઓફ ડીરેકટરોને લખી મોકલ્યું હતું, તે વાંચતાં આપણને તેમની નિર્દોષતા માલુમ પડી આવે છે; અને નીચેનો ફકરો એ બાબતને બરાબર પુરવાર કરે છેઃ—

---

+ જુઓ વડોદરાના રાજકર્તાઓ પૃ. ૨૦૦.

(35) The formidable preparations, as above briefly sketched, made by colonel Outram for a twelve month before he commenced his prosecution of your memorialist were well calculated to prevent your memorialist from indulging any hope that he would be able by any single efforts of his own to obviate the mischievous bias which had been created against him and by which he was, as it were, prejudged and condemned as a culprit, whose guilt could not admit of any doubt All who had any expectations of gaining the special favour and goodwill of the Residency authorities, presented themselves, and displayed the greatest zeal and alacrity in gathering from every quarter such information as might tally with the views and sentiments of colonel Outram in regard to your memorialist With such unscrupulous persons surrounding him, it could not perhaps have been expected that that gentleman, deeply prejudiced as his mind must have been in regard to your memorialist, could have reviewed dispassionately the alleged facts and circumstances laid before him Of the crowd of witnesses whose testimony was relied on by colonel Outram, there was not one who had any inducement to tell the truth, or one who had the moral courage to withdraw his allegations in respect to matters of which he could not have had any knowledge, such conduct could not have been looked for in those whose prospects in life depended upon the estimate of their services that might be formed at the Residency, x x x x x x x x x x x the Members of the Gaekwar's Durbar feared to act in any way

contrary to colonel Outram's wishes and your Memorialist was prevented from obtaining the requisite materials for his defence. For Europeans whose inter-course with natives of this country has been limited, it is a difficult matter to comprehend the servile deference with which inferiors and dependants anticipate the wishes and minister to the caprices of their superiors. It is only necessary for a man in power to manifest a dislike to any individual beneath him in rank or position, when all his subordinates including even menial servants, will consider themselves in duty bound to insult and spurn the unfortunate object of their masters' disfavour. Acting upon this principle, then, everyone who thought it his interest to please Colonel Outram, did not fail to contribute something towards the mass of falsehood and misrepresentations which were accumulated as the evidence for impeaching your Memorialist; and so cleverly were the plots against him managed, that he was left no means of counteracting them, except that of pointing out the inconsistencies and errors committed by their inventors."*

નોકરી પરથી બરતરફ કર્યા તેનું દુઃખ નરસોપંતને ખુબ લાગે એ દેખીતું છે; અને તે માટે ઠેઠ કંપની સરકારને ઇંગ્લાંડ અપીલ કરી દાદ માગે એ એમના દીલનું દર્દ રજુ કરે છે.

પણ જેઓ red-tape ના–"**થયું છે તે સવા વીસ–**" એ રીતિ-નીતિના-settled policy ના પૂજક છે અને પોતાના અધિકારીઓનો વટ સાચવવામાં જ પ્રતિષ્ઠા માને છે, તેમને ઉપરોક્ત નિર્ણયમાં ફેરફાર કરવાનું યોગ્ય ન જણાયું. એમણે નરસોપંતની અરજીના ઉત્તરમાં એટલુંજ લખી જણાવ્યું કે અગાઉનો નિર્ણય છેવટનો છે. સારૂં થયું હતું કે નરસોપંત

* જુઓ માવલંકર ઘરાણ્યાનો ઇતિહાસ ઉત્તરાર્ધ, ખંડ બીજો, પૃષ્ઠ ૪૭૬.

તે નિર્ણય જાણવામાં આવે તે આગમચ એક મહિના પૂર્વે તા. ૨૮ મી માર્ચ સને ૧૮૫૭ ના રોજ દેવલોક પામ્યા હતા.

નરસોપંતને ૫ પુત્રો હતા, તેમાંના સૌથી મોટા કેશવરાવ નરસિંહ સારા હોદ્દા ઉપર દેશી રાજ્યોમા તેમજ મુંબઇ સેક્રેટરીએટમાં નોકરી ઉપર હતા. તેમનું અંગ્રેજીનું જ્ઞાન સારૂં હતું અને તેમણે Elphinstone Institute નો સોનાનો ચાંદ સને ૧૮૪૧ મા મેળવ્યો હતો. ઉપર જે અંગ્રેજી ફકરો આપ્યો છે તે સદરહુ કેશવરાવનું લખાણ છે. તે ઉપરથી તેમનો અંગ્રેજી ભાષા ઉપરનો કાબુ જણાઇ આવે છે. એમના એક પુત્ર દામોદર નામે તે સમયે નવી સ્થપાયલી થિઓસોફીકલ સોસાયટીમા જોડાયા હતા અને તે મંડળીમાં તેઓ સારી રીતે જાણીતા છે.

નરસોપંતના બીજા પુત્ર વિષ્ણુ નરસિંહ અમદાવાદમાં ઘણા વરસ સુધી સબ રજીસ્ટ્રાર તરીકે હતા અને તેઓ ગુજરાતની જાહેર પ્રવૃત્તિમાં સારો રસ લેતા હતા, અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના કામકાજ અંગે પણ અસંગોપાત મદદ કરતા હતા. નરસોપંતના પૌત્ર મહુંમ ગજાનંદ કૃષ્ણરાવ માવલંકર અમદાવાદમાં જાણીતા હતા. તેમણે જાહેર સેવામાં ઘણો ભોગ આપ્યો હતો; અને શ્રીયુત ગણેશ વાસુદેવ માવલંકરનું નામ તો એક અગ્રેસર જાહેર કાર્યકર્તા તરીકે આખા ગુજરાતમા અને ગુજરાત બહાર સુવિદિત છે. તેઓ રા. બા. નરસોપંતના પ્રપૌત્ર થાય છે.

સૈનવડે છોડતા જ દેસાઇગીરી અમદાવાદના માવળંકરોના વડીલ "બાજી નાયકે" ત્યાગી હતી; અને સરકાર તરફથી પ્રાપ્ત થએલા ઇનામી ગામો પણ તેમની પાસે આજે રહ્યા નથી. છતા પણ ચારિત્ર્ય અને લોક સેવાની ઉપાસના તેમના કુટુંબમા ચાલુ છે, તેનો બદલો કાંઇક અલૌકિક છે; અને જનતા એવા સમાજ-સેવકોને હંમેશાં સંભારે છે; તેમના પર આશિષ વરસાવે છે; અને તેથી પરમાત્મા પણ પ્રસન્ન રહે છે.



## પ્રકરણ ૧૭

# નવી કેળવણી

"The impulse at length came from outside. We cannot but acknowledge with feelings of mingled shame and gratefulness that the first and earliest efforts at ameleorating our condition were made by a handful of philanthropic Europeans both civilians and missionaries, who in their liberal views moved ahead of their age."†

[ *S. K. De.* ]

ખ્રિસ્તી પ્રજાની એવી એક માન્યતા છે કે પ્રભુ જીસસ ક્રાઇસ્ટના ઉપદેશનો જગતભરમા બને તેટલો બહોળો પ્રચાર કરવો; અને તે કાર્યને તેઓ પોતાનુ કર્તવ્ય સમજે છે, એટલુંજ નહિ પણ તેને એક પુણ્ય કૃત્ય માને છે. સોળમા સૈકામાં પોર્ટુગીઝો હિન્દુસ્તાનમા આવ્યા તેમણે, ઉપલી માન્યતાથી પ્રેરાઇને મિશનો દ્વારા બાઇબલનું શિક્ષણ આપવા શાળાઓ અને તે વિષયનો પદ્ધતિસર અભ્યાસ થવા પાઠશાળાઓ સ્થાપી હતી; અને એ પ્રવૃત્તિને પોષવા જ તે સમયે સ્ટીવનસન નામના પાદરીએ, આપણા પુરાણોની પદ્ધતિએ, બાઇબલનો મરાઠીમા તરજુમો કર્યો હતો. પણ તેમની ધર્માંધતા અને ઝનુનને કારણે પોર્ટુગીઝો હિન્દી પ્રજામા અપ્રિય થઇ પડયા હતા અને તેમની સત્તા નબળી પડતા, તેમની પ્રસ્તુત ધાર્મિક પ્રવૃત્તિને પણ ધોકો પહોચ્યો હતો.

યુરોપીય પ્રજાઓ એક પછી એક તે પછી હિન્દમા આવતી રહી હતી, તેમની સાથે તેમના ધર્મોપદેશકો આવતા, તેઓ પ્રતિ રવિવારે દેવળમાં ઉપદેશ આપવા ઉપરાંત અહિં વસતા યુરોપિયનોના બાળકોને ધર્મનું શિક્ષણ આપવાનુ કામ કરતા; તેમના ભેગા, એમના આશ્રિત દેશીઓના છોકરાઓને પણ તેઓ ભણાવતા હતા. પણ સદરહુ પ્રયત્નો જેમ છૂટાછવાયા હતા તેમ તેમનું ધ્યેય મુખ્યત્વે બાઇબલનું શિક્ષણ આપવા પુરતું હતું.

† Bengali Literature in the Nineteenth Century, p 54.

સન ૧૭૯૩માં ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો ચાર્ટર જારી રાખવાનો પ્રશ્ન બ્રિટિશ પાર્લામેન્ટ સમક્ષ રજુ થયો ત્યારે હિન્દીઓને રીતસર શિક્ષણ આપવાનો પ્રશ્ન સુપ્રસિદ્ધ પરોપકારી મહાપુરુષ વિલબરફોર્સે ઉપસ્થિત કર્યો હતો અને આમની સભામાં (હાઉસ ઑફ્ કોમન્સમાં) તેને લગતો ઠરાવ પસાર કરાવ્યો હતો. તે ઠરાવ નીચે પ્રમાણે હતો:—

"That it is the peculiar and bounden duty of the British Legislature to promote by all just and prudent means the interest and happiness of the inhabitants of the British Dominions in India; and that for these ends such measures ought to be adopted as may gradually tend to their advancement in useful knowledge and to their religious and moral improvement."×

પણ અમીરોની સભાએ તે ઉડાડી મૂક્યો હતો; અને કંપનીના બોર્ડ ઑફ્ ડિરેક્ટરોને એ ફાવતું હતું એટલે તે ઠરાવ કાગળપરજ રહ્યો હતો. જ્યારે વીસે વર્ષે કંપનીનો ચાર્ટર પાર્લામેન્ટ સમક્ષ ફરી વારનો આવ્યો ત્યારે એજ સભ્યે (વિલબરફોર્સે) અગાઉનો ઠરાવ બીજી વાર રજુ કરીને પસાર કરાવ્યો હતો અને તે ઠરાવમાં નવલ અને વિશેષ તત્ત્વ એ સમાયલું હતું કે પ્રજાને કેળવણી આપવી એ રાજ્યનું કર્તવ્ય છે; અને વિશેષમા હિન્દની ઉત્પન્નમાંથી દર વર્ષે રૂ. એક લાખ દેશીઓની કેળવણી પાછળ ખર્ચવાનો નિયમ ખાસ ઉમેરાવ્યો હતો:

આ રહ્યા તે ઠરાવના શબ્દો:

"That it shall be lawful for the Governor-General in Council to direct, that out of any surplus which may remain of the Rents, Revenues, and Profits arising from the said territorial acquisitions, after defraying the expenses of the Military, Civil, and Commercial Establishments, and paying the Interest of the Debt, in manner hereinafter provided,

× જુઓ Education in India, by Mr. K. S. Vakil, p. 11.

a sum of not less than one lakh of Rupees in each year shall be set apart and applied to the Revival and Improvement of Literature and the Encouragement of the learned Natives of India and for the Introduction and Promotion of a knowledge of the sciences among the Inhabitants of the British Territories in India."*

આવા સ્પષ્ટ શબ્દોમાં ઉપરોક્ત ઠરાવ થયલો હોવા છતાં કંપની સરકારે તેનો અમલ કરવામાં દસ વર્ષ કાઢી નાંખ્યાં અને છેવટે સન ૧૮૨૩માં એક કમિટી નીમી, તેના મંત્રી તરીકે જાણીતા સંસ્કૃતના અભ્યાસી એચ. એચ. વિલ્સનને પસંદ કરવામાં આવ્યા હતા.

સદરહુ કમિટીએ હિન્દીઓના શિક્ષણ સારૂ સંસ્કૃત અને અરબ્બીની પાઠશાળાઓ ખોલવા માંડી પણ બોર્ડ ઑફ ડિરેક્ટરોએ એ વ્યવસ્થા વખોડી કાઢી, એવું લખાણ મોકલી આપ્યું હતું કે જે નાણાં ખર્ચવાનું મંજુર થયલું છે, તેનો ઉદ્દેશ દેશીઓને તેમનું પ્રાચીન શિક્ષણ નહિ પણ ઉપયોગી શિક્ષણ આપવાનો છે:

'The great end should not have been to teach Hindu learning but useful learning.'

પણ પાશ્ચાત્ય સાહિત્ય અને વિજ્ઞાનનું શિક્ષણ આપવા જતાં લોક લાગણી ઉશ્કેરાશે, એવો કમિટીએ તેનો ઉત્તર આપીને તેનું કામ આગળ ચાલુ રાખ્યું; પરંતુ કમિટીની ઉપરોક્ત દલીલોની સામે મહાન હિંદી અને આદ્યસુધારક રાજા રામમોહનરાયે ઝુંબેશ ઉઠાવી, લોકમત કેળવવા માંડ્યો અને કંપની સરકારને એક પત્ર પાઠવ્યો હતો, તેમાં જણાવ્યું હતું, કેઃ—

"As the sum set apart for the instruction of the natives of India was intended by the Government of England for the improvement of its Indian subjects, I beg leave to state.........that if the plan now adopted (referring to the proposed establish-

*Education in India, by Mr. K. S. Vakil. 14.

ment of the Sanskrit College) be followed, it will completely defeat the object proposed; since no improvement can be expected from inducing young men to consume a dozen of years of the most valuable period of their lives in acquiring the niceties of Vyakarana or Sanskrit grammar.

In order to enable Your Lordship to appreciate the utility of encouraging such imaginary learning as above characterised, I beg Your Lordship will be pleased to compare the state of science and literature in Europe before the time of Lord Bacon with the progress of knowledge made since he wrote.

If it had been intended to keep the British Nation in ignorance of real knowledge, the Baconian philosophy would not have been allowed to displace the system of Schoolmen, which was best calculated to perpetuate ignorance. In the same manner, the Sanskrit system of education would be the best calculated to keep this country in darkness, if such had been the policy of the British legislature."‡

પાર્લામેન્ટે જે નાણા મંજુર કર્યાં છે તે સંસ્કૃતની પાઠશાળા સ્થાપવામાં ખર્ચાશે તો તેનો હેતુ બર આવશે નહિ; કેમકે વર્ષો સુધી યુવકોને સંસ્કૃતનું વ્યાકરણ શિખવવાનો કાંઈ સાર નથી; અને એ દલીલનું રહસ્ય સમજાવવા આપ નામદારને હું એટલુંજ જણાવીશ કે યુરોપના સાહિત્ય અને વિજ્ઞાનની લૉર્ડ બેકનના પહેલાની સ્થિતિ લક્ષમા લેશો. જેમ પંડિતોએ (Schoolmen) બેકનના પૂર્વે યુરોપને અજ્ઞાનાવસ્થામા દબાવેલો રાખ્યો હતો તેમ પ્રસ્તુત સંસ્કૃત પદ્ધતિના શિક્ષણનું પરિણામ એજ પ્રકારનું આવશે, જે પાર્લામેન્ટનો આશય નથી.

‡ જુઓ Calcutta Review, July 1935, p 11.

પરંતુ તે પત્રની તાત્કાલિક અસર થવા પામી નહિ; પણ તેના પરિણામે એ રીતિનીતિના કાર્યકર્તાઓના બે તડ બંધાઇ ગયાં, જેમાંનો એક પૌર્વાત્ય શિક્ષણનો પક્ષ કરતો, જ્યારે બીજો પક્ષ નવું અંગ્રેજીનું શિક્ષણ આપવાની હિમાયત કરતો થયો; અને તેનો છેવટનો નિકાલ લૉર્ડ મેકોલેની ઐતિહાસિક નોંધ પછી જ સન ૧૮૩૫માં આવ્યો હતો. એ આખી ચર્ચાને સમેટી લેતાં, લૉર્ડ બેન્ટિકે જણાવ્યું હતું, કે બ્રિટીશ સરકારનો મુખ્ય આશય દેશીઓમા યુરોપીય સાહિત્ય અને વિજ્ઞાનનો પ્રચાર કરવો એ હોવો જોઇએ અને કેળવણી પાછળ જે નાણું ખર્ચવાનું નક્કી થયેલુ છે, તે એકલા અંગ્રેજીના શિક્ષણ સારૂ ખર્ચાશે.†

આમ સરવાળે રાજા રામમોહનરાયના વાદનો વિજય થયો હતો.

હવે આપણે એ નવી કેળવણીનો આરંભ આપણા મુંબાઇ ઇલાકામાં ક્યારે અને શી રીતે થયો તે જોઇએ.

ઉપલબ્ધ સાધનો પરથી એમ માલુમ પડે છે કે સન ૧૭૧૮માં મુંબાઇમા પહેલવહેલી શાળા રેવ. રીચર્ડ કોબે નામના પાદરીએ કંપની સરકારના યુરોપિયન અને યુરેશીઅન બાળકોને ધાર્મિક શિક્ષણ આપવાને કાઢી હતી અને તેનો નિભાવ લવાજમ અને ભેટોમાથી થતો હતો. સન ૧૮૦૭મા તે સંસ્થાને ઇસ્ટ ઇંડિયા કંપનીએ રૂ. ૩૦૦૦) ની વાર્ષિક ગ્રાન્ટ આપવાનું શરૂ કર્યું હતું; પણ તેનું કામકાજ વ્યવસ્થિત અને નિયમિત રીતે થયે જાય એ ઉદ્દેશથી સન ૧૮૧૫મા મુંબાઇ એજ્યુકેશન સોસાઇટી એ નામનું એક મંડળ સ્થાપીને ઉપરોક્ત સંસ્થાનો વહિવટ તેને સોંપવામાં આવ્યો હતો અને તેના હસ્તકની શાળાઓમા હિન્દી વિદ્યાર્થીઓને પણ લેવામા આવતા અને તેનું શિક્ષણ બેલની મોનિટોરિયલ પદ્ધતિએ અપાતુ હતુ. તેનુ કામકાજ વધતા સન ૧૮૨૦મા મુંબાઈ એજ્યુકેશન સોસાઇટીએ, દેશી ભાષાઓમા પુસ્તકો રચાવવા અને દેશી શાળાઓ ખોલવા સંબંધી રીપોર્ટ કરવા એક કમિટી

† ("That the great object of the British Government ought to be the promotion of European literature and science among the natives of India, and that all the funds appropriated for the purpose of education would be best employed on English education alone"

[Education in India, by Mr. K S Vakil, p. 23].

નીમી હતી; અને તેને તપાસમાં એમ માલુમ પડ્યું કે મૂળ મંડળના ઉદ્દેશ બહાર તેમની પ્રવૃત્તિ વિસ્તરે છે, તેથી મૂળ મંડળનું કામકાજ માત્ર યુરોપિયન અને યુરેશીઅન વિદ્યાર્થીઓ સારૂ મર્યાદિત કરી, હિન્દી વિદ્યાર્થીઓના અભ્યાસની પદ્ધતિસર વ્યવસ્થા કરવા સન ૧૮૨૩ માં મુંબાઇ નેટિવ સ્કુલ બુક અને સ્કુલ સોસાઇટી નામની એક નવી સંસ્થા સ્થાપી; અને તે સન ૧૮૨૭ પછી મુંબાઈ નેટિવ એજ્યુકેશન સોસાઇટી તરીકે ઓળખાવા લાગી હતી.

પ્રસ્તુત મંડળે પ્રચલિત શિક્ષણ વ્યવસ્થાનું નિરીક્ષણ કરતાં તેમાં ચાર વસ્તુઓની ઉણપ તેમને દીસી આવી: (૧) પાઠ્ય પુસ્તકોનો અભાવ (૨) શિક્ષણ પદ્ધતિની ખામી (૩) શિક્ષકોની મુશ્કેલી અને (૪) નાણાંની તંગી; અને ત્યાર બાદ તેના નિવારણ સારૂ કમિટીએ પ્રથમ પાઠ્ય પુસ્તકો રચાવવાના સંબંધમાં ધારાધોરણ નક્કી કર્યાં; અને તે વિષે નીચે પ્રમાણે એક જાહેરાત કાઢી હતી:

"મુંબાઇની હિંદ નિશાળ નિશાળ પુસ્તક મંડળી

ગ્રન્થોના ભાષાંતરો અથવા નવા ગ્રંથ કરનારાઓને બક્ષીસ આપવાનું પ્રસિદ્ધિપત્ર:

૧ આ મંડળી સર્વેને પ્રગટ કરે છે કે જે કોઇ બાળબોધ ગ્રંથ અથવા પોઢ ગ્રંથ એઓનાં મરાઠી અથવા ગુજરાતી બોલીમાં સારાં ભાષાંતરો કરીને લાવશે અથવા આ બેઉ ભાષામાં પસંદ પડે એવો પોતાની કલ્પનાયે નવો ગ્રંથ રચશે અથવા આગળ કહેલા પ્રકારના ગ્રંથ હિન્દુસ્થાની ભાષામા કરશે તેને બક્ષીસ આપવા સારૂ ગવરનર કૌંસલ એઓયે ઉદાર થઇને આ મંડળીને સમર્થ કીધી છે."

xxx તે પછી જુદા જુદા વિષયો પર કેવી જાતના ગ્રંથોની જરૂર છે તેની માર્ગદર્શક યાદી આપેલી છે અને તેને છેડે નીચે મુજબ સહી કરેલી છે:—*

| | |
|---|---|
| મુંબઇ.<br>તારીખ ૮ આપ્રીલ<br>સન ૧૮૨૫ | મંડળીની આજ્ઞા પરથી પ્રસિદ્ધ કીધું છે.<br>જાર્જ જારવિસ<br>સકત્રી. |

* એ આખા પ્રસિદ્ધિપત્ર માટે જુઓ, ગુ. વ. સોસાઇટીનો ઇતિહાસ, ૧ પૃ. ૪૩.

અને શિક્ષકોની મુશ્કેલી દૂર કરવા ૭ બુદ્ધિશાળી દેશીઓને સેકેન્ડ્રીયન-પદ્ધતિએ શિક્ષણ આપવાની જોગવાઇ કરી, તે સારૂ નાણાની મદદ કરવા લૉર્ડ એલ્ફીન્સ્ટને કંપની સરકારને લખાણ મોકલી આપતા, તેના સમર્થનમા નીચે પ્રમાણે ત્રણ ભલામણો કરી હતી

(૧) દેશીઓને સરકારી નોકરી માટે કેળવવા

(૨) માતૃભાષા દ્વારા પ્રાથમિક કેળવણીનો પ્રચાર કરવો, અને

(૩) તે સારૂ સરકારની દેખરેખ નીચે શાળાઓ ખોલવી અને મિશનરી નહિ એવી ખાનગી સાહસથી નિકળેલી સસ્થાઓને નાણાની મદદ કરવી

અને તે નોધની છેવટમા ભારપૂર્વક જણાવ્યુ હતુ, કે

"I can conceive no objection that can be urged to these proposals, except the greatness of the expense, to which I would oppose the magnitude of the object. It is difficult to imagine an undertaking in which our duty, our interest, and our honour are more immediately concerned It is now well understood, that in all countries the happiness of the poor depends in a great measure on their education. It is by means of it alone that they can acquire those habits of prudence and self-respect from which all other good qualities spring, and if ever there was a country where such habits are required, it is this. We have all often heard of the ills of early marriages and overflowing population, of the savings of a life squandered on some one occasion of festivity, of the helplessness of the ryots, which renders them a prey to money-lenders, of their indifference to good clothes or houses, which has been urged on some occasions as an argument against lowering the public demands on them, and, finally, of the vanity of all laws to protect them, when no individual can be found who has spirit enough to take advantage

of those enacted in their favour: *there is but one remedy for all this, which is education.*

If there be a wish to contribute to the abolition of the horrors of self-immolation and of infanticide, and ultimately to the destruction of superstition in India, it is scarcely necessary now to prove, *that the only means of success lie in the diffusion of knowledge.*"+

સન ૧૮૨૩ થી સન ૧૮૨૭ સુધી મુંબાઈ નેટિવ એજ્યુકેશન સોસાઈટી લૉર્ડ એલ્ફીન્સ્ટનના નેતૃત્વ હેઠળ કુલીફાળી હતી અને સને ૧૮૨૭ માં એઓ નિવૃત્ત થતાં, ઉપકારવશ લાગણીથી પ્રેરાઇ દેશીઓએ એમનું સ્મારક ઉભું કરવા એક મ્હોટું ફંડ એકઠું કર્યું હતું, તેમાંથી મુંબાઈની એલ્ફીન્સ્ટન કૉલેજ ઉદ્ભવી હતી. કંપની સરકારે એ યોજનાને સંમતિ આપતાં ઇચ્છયું હતું, કે

"એ કૉલેજમાંથી નિકળનાર વિદ્યાર્થીઓ હિન્દી રાજવહીવટમાંની ઉચી જગો માટે બુદ્ધિ અને ચારિત્ર્યથી યોગ્ય નિવડશે."×

કોણ ના કહી શકશે કે એ આગાહી સાચી પડી નથી ?, આજે પણ એક એલ્ફીન્સ્ટોનિયન હોવું એ મ્હોટું ભુષણ મનાય છે.

ઉપરાંત મુંબાઇ નેટિવ સ્કુલ અને સ્કુલ બુક મંડળીનો વહિવટ જોર્જ જર્વિસના હાથમા હતો; અને આરંભના પાઠ્ય પુસ્તકોમાં તેમનું નામ જ ઘણુંખરૂં જોવામાં આવે છે. તેમને તેના કામકાજમાં દક્ષિણી વિદ્વાનો ઠીક ઠીક મળી રહેતા પણ ગુજરાતીઓ મેળવવાની મુશ્કેલી પડતી હતી. મુંબાઇના બિશપ કાર એક વખતે ભરૂચ ગયલા ત્યાં તેમને રણછોડદાસ ગિરધરભાઇ—ગુજરાતમાં કેળવણીના પિતા—નો મેળાપ થયલો અને તેમની ચંચળતા અને હુંશિયારીથી પ્રસન્ન થયલા. મુંબાઇ પાછા ફરતાં તેમને કૅપ્ટન જર્વિસને મળવાનું થયું; અને વાતચિતમાં ગુજરાતી શિક્ષકોની મુશ્કેલી જણાવતાં, બિશપ કારે તેમને રણછોડભાઇની ભલામણ કરી હતી; તે

---

+ English Education in India, by Syed Mahmood, p. 40.

× "that the College would be instrumental in raising a class of persons qualified by their intelligence and morality for high employment in the civil administration of India."

પરથી રણછોડભાઇને મુંબાઇ બોલાવવામાં આવ્યા હતા. એ પછીનો વૃત્તાંત અમે એમનાજ શબ્દોમાં આપીશું:

"ઇસવી સન ૧૮૨૫ માં એ ખાતામાં રણછોડદાસ જોડાયા. તે વખત રૂ. ૪૦) નો દરમાયો કર્યો હતો. ને વાટખરચી એટલે ભરૂચથી મુંબાઇ જતાં સુધીનો ખરચ તથા ભરૂચથી નીકળ્યાને દીવસથી પગાર ચડતો. એ વખતે દેશી નિશાળોને સારૂ પુસ્તકો રચવાનું કામ ચાલતું હતું તે એમને સોંપવામાં આવ્યું.

મરાઠી તથા ગુજરાતી બેઉ કામ સાથે ચાલતાં હતાં. પ્રથમ વર્ણમાળા તૈયાર કરવામાં આવી. વર્ણમાળા એટલે મોટે અક્ષરે ગુજરાતી તથા બાળબોધ મૂળાક્ષરો કાગળો પર છાપેલા. અ. આ. ક. કાના અક્ષરો પછી બારાખડી પછી જોડાક્ષર–પછી એકાક્ષરી શબ્દ, દ્વિઅક્ષરી શબ્દ વગેરે પાંચ. છ. સાત અક્ષરોના શબ્દો, શબ્દોના અર્થો, તેમજ ગણિતકામ સારૂ અંક તથા રકમો તથા સાદા સરવાળા બાદબાકી–ગુણાકાર–ભાગાકાર–ભાંજણીને વિવિધ સરવાળા બાદબાકી ગુણાકાર વગેરેના કાગળો તૈયાર કરી પાટીઓ પર કે લુગડાના લાંબા પંખા પર ચોડી છોકરાના વર્ગ આગળ તે ટાંગતા ને તેમાંથી શીખવતા. એ રીતે કેળવણી આપવાનું કામ તે વખતના ઇગ્લાંડમાં ચાલતા લાનક્યાસ્ટ્રીઅન ધોરણને અનુસરીને ગુજરાતમાં ચાલતું. વર્ણમાળાના અક્ષરો ઘણા સારા ગણાય છે. હજુ પણ તેનો જોડો મળી શકતો નથી. એ સિવાય લિપિધારા–બોધ વચન–ડાડસ્લીની વાતો–ઇસપનીતિની કથાઓ, બાળમિત્ર–પંચોપાખ્યાન–ભૂગોળ–ખગોળ, વિદ્યાના ઉદ્દેશ લાભ ને સંતોષ વગેરે પુસ્તકો વાંચનકામને સારૂ, તથા ગણિતને સારૂ પૂર્ણાંક, અપૂર્ણાંક (હટન કૃત) તથા શિક્ષામાળા ભાગ ૧ અને ૨, કર્ત્તવ્ય ભૂમિતિ વગેરે. એ બધાં શાળા–પુસ્તક મંડળી તરફથી તૈયાર થતાં હતાં તેમાં રણછોડદાસની મદદ લેવામાં આવી. પણ દક્ષિણ તથા ગુજરાતમાં દેશી નિશાળો સ્થાપન કરવાનું સરકારે વધારે અગત્યનું જાણી તેને સારૂ મહેતાજીઓ થવાને યોગ્ય માણસો શોધી કાઢવાનું તથા તેમને ભણાવી તૈયાર કરવાનું કામ રણછોડદાસને માથે પડ્યું. તેથી થોડી મુદતમાં મુંબઇથી તેમને પાછા ગુજરાતની મુસાફરીએ મોકલ્યા. અમદાવાદ, સુરત વગેરે ઠેકાણે ફરીને તથા મુંબાઇમાંથીજ કેટલાક માણસો શોધી કહાડ્યા. પ્રથમ સુરત ભરૂચ ને અમદાવાદને સારૂ છ માણસો તૈયાર થયા. તેમની સાથે જઈ તે શેહેરોમાં નિશાળોનો આરંભ કર્યો."*

* ગ્રંથ અને ગ્રંથકાર, પુ. ૪, પૃ. ૧૫, ચરિત્ર વિભાગ.

સદરહુ સંસ્થાએ શરૂઆતમા જે પાઠ્ય પુસ્તકો તૈયાર કરાવ્યા તેની નોંધ લઇએ તે આગમચ ગુજરાતીના અને અંગ્રેજીના અભ્યાસમા મદદગાર થઇ પડે એવા વ્યાકરણ, કોશ વગેરે વિષયોને લગતા જે પુસ્તકો ખાનગી સાહસથી પ્રસિદ્ધ થયા હતા, તેનું આપણે સંક્ષેપમા અવલોકન કરીએ.

કોઇપણ ભાષાનો પરિચય કરવા સારૂ પ્રથમ તેના વ્યાકરણ અને કોશની જરૂર પડે છે, અને યુરોપિયન પ્રજાઓને હિન્દમા આવી વસતા, આપણી જુદી જુદી દેશી ભાષાઓ શિખવાનું આવશ્યક થઇ પડ્યુ હતું અને તે કારણે આપણે જોઇએ છીએ કે બંગાળી, હિન્દી, ગુજરાતી, તામીલ વગેરે ભાષાઓના વ્યાકરણ અને કોશના પુસ્તકો પહેલ પ્રથમ યુરોપિયનોએ રચેલા પ્રાપ્ત થાય છે.

મુંબાઇની લિટરરી સોસાઇટીના કામકાજના વૃત્તાંત પરથી માલુમ પડે છે કે જુદી જુદી ભાષાઓનો શબ્દસગ્રહ તુલનાત્મક અભ્યાસ સારૂ તૈયાર કરાવવાની યોજના પ્રથમ તેણે ઉપાડી લીધી હતી અને તે ઉપરથી એવુ અનુમાન થાય છે કે ડ્રુમંડે મરાઠી, ગુજરાતી અને મલબારી ભાષાઓના વ્યાકરણ અને શબ્દસંગ્રહ યોજ્યા હતા. ડૉ ડ્રુમંડ મુંબાઇ સરકારના વૈદક ખાતામા સર્જન હતા; અને વડોદરા રેસિડેન્સીમા પણ કેટલોક સમય રહ્યા હતા. સન ૧૮૦૯મા ઇંગ્લાંડ જતા, દરિયામા ગુમ થયા હતા, એવી નોંધ ડૉ વિલ્સને કરેલી છે, અને વધારામા ઉમેર્યું છે, કે

"He published Grammars of the Marathi, Gujarati and Malbari languages from which gleanings may yet be made by the best of our local philologists"*

ગુજરાતી ભાષામા વ્યાકરણ અને શબ્દસગ્રહ ડૉ ડ્રુમંડનો રચેલો પહેલવહેલો ગ્રંથ છે, તેમ ગુજરાતી ટાઇપમા છાપેલુ એ પુસ્તક પ્રથમ જ છે તે સન ૧૮૦૮મા છપાયુ હતું, અને તે નવા અંગ્રેજ શિખાઉ માટે રચાયુ હતુ તે પ્રસ્તાવનામા જણાવે છે,

"The following pages, chiefly intended to assist the studies of his young countrymen, who are destined to sojourn in these parts, and to preserve the blessings of a pure administration to all orders of society, and also to encourage those liberal minded Natives who admire our laws, and aspire to learn

*Transactions of the Literary Society, Vol III, p 283

our language, are inscribed, as a parting pledge of veneration and lively gratitude for public benevolence, and personal kindness."‡

આરંભના પ્રયોગ તરીકે પ્રસ્તુત શબ્દસંગ્રહ જોવા જેવો છે. લેખકને પોતાને પુરતું જ્ઞાન નહિ તેથી કેટલાક શબ્દોનું લંબાણથી વિવેચન કરી તેના અર્થ સમજાવ્યા છે; જેમકે અસિદાહ, તેમાં તેના એક સિપાઇની સ્ત્રી સતી થયલી, તેનું વિગતવાર અને લંબાણથી વર્ણન આપ્યું છે.

આપણા પ્રાંતમાં અંગ્રેજોનો રાજ્ય અમલ નવો સ્થપાતો હતો અને તેમની સત્તા દિનપ્રતિદિન વધતી જતી હતી, તેથી તેમની સાથેના દરરોજના કામકાજમાં અંગ્રેજી ભાષાના જ્ઞાનની જરૂર પડતી અને તે મેળવવા જેઓ પ્રયત્નો કરતા, તેમને મદદગાર થઇ પડે એવાં પુસ્તકો કેટલાક સાહસિકો, તે માગને પહોંચી વળવા, લખાવી બહાર પાડતા હતા.

સન ૧૮૨૨માં અરદેશર બહેરામજીએ તૈયાર કરેલું અને ફરદુનજી મર્ઝબાનજીએ છાપેલું એક પુસ્તક પ્રાપ્ત થયલું છે, તેમાં પ્રથમ મરેફૂત વ્યાકરણ (પરમી આવૃત્તિ પરથી) ગુજરાતીમાં ઉતારેલું છે અને તેનાં બીજા વિભાગમાં અંગ્રેજી ગુજરાતી શબ્દકોશ, મૂળ અંગ્રેજી અને ફારસી કોશ, કલકત્તાની કોલેજ સારૂ છપાયલો તેના આધારે આપેલો છેઃ તેનું વર્ણન લેખકે નીચે મુજબ કર્યું છે :

"અંગરેજી તથા ગુજરાતી
વાકા બી ઉલારી
છ આને
અંગ્રેજી તથા ગુજરાતી બોલીની કેતાબ
શ્રી
કલકતાની કાલેજ શારૂ છપાઇલી વા
કા બી ઉલારી ઉપરથી ગુજરાતી લોકો
ને અંગરેજી બોલી શીખવા સારૂ
બનાવી છે
શ્રી
મુમબઇ મધે
ફરદુનજી મોબેદ મરજબાનજીનાં કારખાનામો
શને ૧૮૨૨ અંગરેનાં વરશમો છપાઇ છે."

પાછળના પાનાપર એજ ગ્રંથના વ્યાકરણ વિભાગનું મુખપૃષ્ટ આપવામાં આવ્યું છે.

‡ Drummond's Gujarati Grammar and Vocubulary.

મીશતર મરની નોખતેશર જેંતમી ગ્રામેર*

ઈઆને

અંગરેજી વેઆકરણની કેતાબનો તરજુમો તથા

શરહે ગુજરાતી બોલીઓ

આ૦ મારફેશારજી બેહેરાંમજી લશકરીનાંએ

ગુજરાતી વાંચનારાવોને

અંગરેજી

લીકીઆ શીખવા શારૂં કીધો છે*

---

એ કેતાબ

શી

મુમબઈ મધે*

ફરદુનજી મોબેદ મરજબાંનજીનાં છાપખાનાંમાં

શને ૧૮૨૨ અંગરેજીના વરશમાં છાપ્યો

અને તે શબ્દ સંગ્રહ, આપણે નવાઇ પામીશુ કે, વર્ણવાર નહિ પણ વિષયવાર ગોઠવવામા આવ્યો છે, અને તેની પ્રસ્તાવના પણ પ્રસ્તુત વિષયમા રસ લેનારાએ જોવા જેવી છે.

ઇંગ્લિશ ટિચરના ધોરણનું બીજુ એક પુસ્તક સન ૧૮૩૭મા 'મુબાઇ સમાચાર' પ્રેસના સંચાલકોએ પ્રગટ કર્યું હતુ, તેઓ તેની પ્રસ્તાવનામા લખે છે, કે

' આએ નવુજ પુશતક શ્રી મુમબઈ શમાચાર છાપંનતરમાથી બાહેર પરગટ થાએ આથી એ પુશતકના માતેમને મોહોટો હરખ લાગે છે તથા એમ મ્હેવાને તેવોને ગર્વ આવે છે કે ઈંગરેજી ભાશા જે લોકો આરંભ કરે તેવોને શીખવુ શેહેલ પડવા સારૂ તથા ગામડી લોકોને કેલવણીમા વધારો કરવા શારૂ જે ઉમેદ તેવોના મનમા છે તે ઉપરથી શરવેની શેવાને કાજે તેહેમા ઘણુ કરીને જે લોકો ગુજરાથી ભાશા બોલે છે તેવોને કાજે આએ ગરંથ પરગટ કરવાનુ કારણ પડીઉં છે. જે જે લોકોએ આએ પુશતક ખરીદ કરવા ચકી પોતાનું નામ ટીપમા ભરી તેહેના માલેકો ઉપર ઉપકાર કીધો છે તેહેવા ઉપકારને વાશને તેવોના ઓશીગણ થાવાને માલેક લોકો તેવોને પોતાની હદમાથી મોહોટી નમંનતાઇથી અને નમશકાર ભરેલું માન વાલે છે અને એ પુશતક શરવે લોકોમા પાર પડે આથી તેઓનુ જે એક નામ છે તે ઉપરથી એ પુશતક શરકારના મોહોટા આશરાથી છાપવાને તેવોને અગત પડી છે તથા એ છપાઇ પરગટ થાએ આથી તેવો ભરોશો રાખે છે કે શરકારે એ પુશતકને હીમત આપે આથી શરવે ગામડીવો એહેને ખરીદ કરશે."

આપણા ભાષા સાહિત્યના અભ્યાસીને, અમે માનીએ છીએ, કે આ આરંભના વખાણમાથી કેટલીક વિચારવા યોગ્ય માહિતી મળી રહેશે.

એ અભ્યાસમા વધારે સહાયભૂત થઈ પડે એવુ ત્રીજુ પુસ્તક સન ૧૮૪૧મા મોરામજી ડોસાભાઇએ છપાવ્યુ હતુ અને તેનુ નામ તેમણે "અંગરેજી તથા ગુજરાતી ભાશા બોલવાની રીતીઓના ફાએદાના તથા તેવોની બનાવટના દાખલાની વાકેફાનતી" એ પ્રમાણે રાખ્યુ હતુ (Idiomatic exercises illustrative of the Phraseology and Structure of the English and Goojeratee languages)

ગુજરાતી ભાષાનું વ્યાકરણ મી. ડ્રમંડે પ્રથમ લખેલું તેનો ઉલ્લેખ ઉપર કરેલો છે. એવું બીજું વ્યાકરણ વિલિયમ ફોર્બસે સન ૧૮૨૯મા રચ્યુ હતુ તેની સુધારાવધારાવાળી બીજી આવૃત્તિ સન ૧૮૪૫મા મી. ઉત્તમજી સોરાબજીએ છપાવી હતી અને સન ૧૮૪૭મા ગુજરાત વિભાગના પ્રોટેસ્ટંટ મિશનરી વિલિયમ કલારકસને વ્યવસ્થિત રીતે એક મ્હોટુ નવુ વ્યાકરણ તૈયાર કર્યું હતુ, તેની પ્રસ્તાવનાના છેવટે તેણે જણાવ્યુ હતુ, કે સદરહુ પુસ્તકના વેચાણમાથી જે નફો મળશે તે વડોદરા મિશનના લાભાર્થે જશે, અને વધુમા ઉમેર્યું હતુ કે તે ખરીદનાર એકશ્વા આહિત્યને ઉત્તેજન આપશે એટલુ જ નહિ પણ અનાર્યોને ખ્રિસ્તી બનાવવામા સહાયભૂત થશે (will be positively promoting the cause of Evangelization of the Heathen.)

ન્હાના ન્હાના શબ્દસંગ્રહો પ્રસિદ્ધ થયા હતા તેનો નિર્દેશ પૂર્વે જે પુસ્તકોની નોંધ કરી તેમા કરેલો છે, પણ ધોરણસર ગુજરાતી અંગ્રેજી કોશનું કામ ખંભાતના મિરઝા મહમદ કાઝીમે આરંભ્યુ હતુ, અને તે પાછળ છ વર્ષ ગાળ્યા પછી તેમણે એ કામમા મી નવરોજજી ફરદુનજી, જ્યુનિયર નેટિવ ઇન્ટરપ્રિટર ટુ ધિ સુપ્રિમ કોર્ટ, ની મદદ લીધી હતી મી. નવરોજજીએ પણ તે સુધારવામા બે વર્ષ લીધા હતા. આ પ્રમાણે તે ગ્રંથ સન ૧૮૪૬મા પ્રસિદ્ધ થવા પામ્યો હતો. એ સંગ્રહમા ૧૫૦૦૦ શબ્દો આપ્યા હતા તે સબંધમા બીજી એક વાત નોંધવા જેવી એ છે કે સુરતના દલપતરામ ભગુભાઈ (જાણીના પાચ દફતમાના એક) એ ગુજરાતી કોશનું સ્વતંત્રપણે કેટલુક લખાણ તૈયાર કર્યું હતુ, તે તેમના પુત્ર મોતીરામ પાસેથી સંપાદકે ખરીદ કરી લઇ, સદરહુ કોશમા તેનો સમાવેશ કર્યો હતો

આ કોશ ગુજરાતી અંગ્રેજી શબ્દોનો હતો, જ્યારે ઇંગ્રેજી ગુજરાતી કોશનો આરંભ, મોલસવર્થનો મરાઠી કોશ જોઇને નાનાભાઇ ઉત્તમજી રાણીનાએ કર્યો હતો કોઇ ફેરીઆ પાસે ઉપરોક્ત મરાઠી કોશ તેમના જોવામા આવ્યો અને તેની કિંમત પૂછતા તેણે ત્રણ રૂપિયા માગ્યા. તે વખતે પોતની પાસે એટલા પૈસા પણ નહિ તેથી કોઇ સગા પાસેથી ગરમ કોટ ખરીદવો છે એમ ખોટુ કહીને તેમણે તે રકમ મેળવી હતી.

સન ૧૮૫૧ માં તેમણે એ કામની શરૂઆત કરી અને સન ૧૮૫૭ની ૧લી ઓગસ્ટે તેનો પ્રથમ ખંડ તેઓ પ્રસિદ્ધ કરી શક્યા હતા

સદરહુ કાર્યમાં તેમને અરદેશર ફરામજી મુસે પણ મદદ કરી હતી, તેથી એ અંગ્રેજી ગુજરાતી કોશ રાણીના મુસના નામથી જાણીતો છે, જેની બીજી આવૃત્તિ સન ૧૯૦૯માં પ્રસિદ્ધ થવા પામી હતી.

ઉપર હિન્દી સ્કુલ અને સ્કુલ બુક મંડળીમાં રણછોડભાઇ જોડાયાની હકીકત ઉતારી છે, તેમાં તે મંડળીએ નવાં પાઠ્ય પુસ્તકો લખાવવાં માંડયા તેના નામો દર્શાવેલાં છે.† તે સિવાય ખાનગી વિદ્યાર્થીઓને ઉપયોગી થઇ પડે એવી ચોપડીઓ પણ બહાર પાડવામાં આવતી હતી. સામાન્ય જ્ઞાન મેળવવાના મદદગાર થઇ પડે એવી "સંસાર વહેવારની પોથી" નો પાછળ ઉલ્લેખ કરેલો છે; અને એ સર્વ પ્રકાશનો વિષે એટલું જરૂર કહી શકાય કે તેની રચના તેમજ તેના વિષયોની પસંદગી કરવામાં ઉપયુક્ત માહિતી પૂરી પાડવા ઉપરાંત તે શિખનારનું જીવન અને ચારિત્ર ઘડાય તે પ્રતિ તે વખતે વિશેષ વલણ રહેતું હતું. તેની પ્રતીતિ થવા તે પુસ્તકોની નામાવલિ માત્ર જણાવવી બસ છેઃ જેમકે, ઈસપનીતિ કથા, પંચોપાખ્યાન, નીતિ દર્પણ, ડાહરાીની વાતો, નીતિબોધ કથા, બાલમિત્ર, બોધ વચન, વિદુર નીતિ, બાળકોને ઉપદેશ વગેરે; અને ઇતર વાચન તરીકે, જ્ઞાનની દૃષ્ટિએ, જુદા જુદા દેશોના ઇતિહાસ, જેવા કે, મિસર, આસિરિયા, બાબિલોન, રોમ, ગ્રીસ, ઈંગ્લાંડ વગેરે વંચાવવામાં આવતા હતા.

બંગાળામાં વિદ્યાર્થીઓને જુનું સંસ્કૃત અરબ્બીનું શિક્ષણ આપવું કે નવું અંગ્રેજીનું શિક્ષણ આપવું એ ચર્ચાનો મુખ્ય વિષય થઇ પડયો હતો અને લૉર્ડ વિલિયમ બેન્ટિકના ઠરાવથી અંગ્રેજી શિક્ષણ આપવું એવો છેવટનો નિર્ણય થયો હતો તે ઉપર કહેવાઈ ગયું છે

આપણે અહિં એ ચર્ચાએ જુદું સ્વરૂપ ધારણ કર્યું હતું. નવું અંગ્રેજી શિક્ષણ આપવું એ વિષે બે મત નહોતો; પણ જે હાકેમોએ નવી કેળવણીની શરૂઆત કરી તેઓ એવા અભિપ્રાયના હતા કે નવું શિક્ષણ,– યુરોપીય ભાષા, સાહિત્ય અને વિજ્ઞાનનું,–માતૃભાષા દ્વારા આપવું અને તેમની એવી માન્યતા હતી કે જેઓ એ નવા શિક્ષણનો લાભ મેળવશે તેઓ તે જ્ઞાનનો પ્રચાર, તેમના અજ્ઞાન બંધુઓમા કરશે; અને એ રીતે

† પ્રમાણભૂત માહિતી માટે જુઓ Occasional Reports No. 2, Vernacular Reading Books in the Bombay Presidency by J. G. Coverton, p. 26.

માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાના ધોરણનો કેટલોક યશ મુંબાઇના ગવર્નર સર જે. માલ્કમને પ્રાપ્ત થાય છે. તે પૌર્વાત્ય શિક્ષણ પ્રણાલિકાના પક્ષકાર હતા અને જનસમૂહમાં અંગ્રેજી જ્ઞાનનો પ્રચાર કરવાના ધોરણમાં એ શ્રદ્ધા ધરાવતા નહોતા §

પણ સન ૧૮૪૩ મા નવા નિમાયલા બોર્ડ ઓફ એજ્યુકેશનના પ્રમુખપદે સર અર્સકિન પેરી આવતાં, તેમણે અગાઉની દેશી ભાષા શિક્ષણની પ્રથા જે માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટને પાડી હતી તે બદલી એ નવું શિક્ષણ ઇંગ્રેજીદ્વારા આપવાનો નિર્ણય કર્યો, એમ જણાવીને કે એ નવો તૈયાર થયેલો શિક્ષિત વર્ગ રફતે રફતે એમના જ્ઞાનનો લાભ જનસમૂહને આપશે જ.

એમણે દર્શાવેલા બન્ને અભિપ્રાયો અંતમાં ખોટા પડ્યા છે, અને તેનો ભારે ભોગ આપણી પ્રજાને આપવો પડ્યો છે. જેને સર અર્સકિન પેરી downward filtration, કહે છે–ધીમે ધીમે જ્ઞાનનો પ્રવાહ નીચલા ભાગમા ઉતરશે, એ તેની માન્યતા ખોટી પડી છે; પ્રજા જીવનમા નવ શિક્ષિત અને જન-સમૂહ વચ્ચે ખરી રીતે મ્હોટો ગાળો પડી ગયલો માલુમ પડે છે, અને ભણેલાઓની એક નવી જ્ઞાતિ જ ઉદ્‌ભવવા પામી છે, એમ કહેવું અતિશયોક્તિભર્યું નથી; અને તેના સમર્થનમાં આજની ઘડીએ મુંબાઇ ધારાસભાના પ્રમુખ ઑન. મિ. એ. કે દેહેલ્વીએ ફરગ્યુસન કૉલેજના વિદ્યાર્થી સમક્ષ ભાષણ આપતા, મતદારને કેળવવા સંબંધમાં વિવેચન કરતા જણાવ્યુ હતું, કે ગામડાના ખુણામા પડેલા બંધુને આપણે–દેશની સેવા કરનારા–હજુ પહોંચી શક્યા નથી.

---

§ "Malcolm was firmly convinced that knowledge of all kinds was diffuseble through the native languages, or that in time at least they could be rendered suitable media of expression for all purpose"

Vernacular Reading Books, Occasional Reports No 2 by J. G Covernton, p 27.

"All these institutions, as far as I have followed the record of their work, catered so far, for the educated and, therefore, for a very small portion of our vast population, and the most important man at the bottom has remained unnoticed"

[Times of India, 10th September 1935

મિ. આર્થર મેહ્યુ જેમણે 'હિંદની કેળવણી' નામક એક પુસ્તક અંગ્રેજી-આ લખ્યું છે તે આ સિદ્ધાંત પરત્વે વિવેચન કરતાં કહે છે, કે, હિમાલયના ઝરણાંમાંથી ટીપે ટીપે ઉપયોગી જ્ઞાનપ્રવાહ નીચેના પ્રદેશમાં પથરાઇ એ જમીનને ફળદ્રુપ કરે એ કલ્પના ખરે સુંદર છે; પણ ખરી હકીકત તો એ હતી કે તેમની (કંપની સરકાર) પાસે નાણાંની મુશ્કેલી હતી; કલાર્કો ઉત્પન્ન કરવા પુરતી તેમની નેમ હતી અને પ્રાથમિક શાળાઓ અને તે સારૂ પાઠ્ય પુસ્તકો રચાવવાં એ કામ એટલું પ્રચંડ હતું કે તેને પહોંચી વળવું જ કઠિન હતું.†

આવી બીજી મ્હોટી અને ગંભીર ભૂલ તેમણે એ શિક્ષણ માતૃભાષા-દ્વારા આપવાને બદલે અંગ્રેજી વાહનદ્વારા આપવાની અવળી રીતિ ગ્રહણ કરીને, કરી હતી અને તેથી આપણી ઘણી મુશ્કેલીઓ વધી હતી, એટલુંજ નહિ પણ આપણો માનસિક વિકાસ સામાન્ય રીતે કુંઠિત રહેવા પામ્યો હતો અને તેનું પરિણામ નુકસાનકારક જણાયું છે.

તે પછી કેળવણીનો પ્રચાર વધતો ચાલ્યો અને કંપની સરકારની કેળવણી વિષયક રીતિમાં મ્હોટો ફેરફાર થવા પામ્યો એ આપણે સન ૧૮૫૪ના સર ચાર્લ્સ વુડના ખરીતાથી જાણીએ છીએ; તે પછી બોર્ડ ઑફ્ એજ્યુકેશન જે મુંબાઇ નેટિવ એજ્યુકેશન સોસાઇટીમાંથી ઉદ્ભવ્યું હતું, તે બંધ કરી, મુંબાઇ સરકારે નવું કેળવણી ખાતું જ ખોલ્યું હતુ.

તે વખતે પણ પાઠ્ય પુસ્તકોની મુશ્કેલી માલુમ પડતી હતી; અને જે પુસ્તકો રચાયા હતાં, તે, અનુભવ થતા જણાયું, કે લોકોની જરૂરિયાત અને

---

† "Drop by drop from the Himalayas of Indian life useful information was to tricle downwards, forming in time a broad and stately stream to irrigate the thirsty plains. Thus metaphorically expressed the idea was exhilarating. With reference to hard facts it meant little more than that funds were strickly limited and sufficient only for circles where a real demand existed or could easily be stimulated, the need for English knowing public servants pressing and the difficulties of creating Vernacular Schools and text-books appalling."

[The Education of India, by Arthur Mayhew, p 92].

માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાના ધોરણનો કેટલોક યશ મુંબાઇના ગવર્નર સર જે. માલ્કમને પ્રાપ્ત થાય છે. તે પૌર્વાત્ય શિક્ષણ પ્રણાલિકાના પક્ષકાર હતા અને જનસમૂહમાં અંગ્રેજી જ્ઞાનનો પ્રચાર કરવાના ધોરણમાં એ શ્રદ્ધા ધરાવતા નહોતા.§

પણ સન ૧૮૪૩માં નવા નિમાયલા બોર્ડ ઑફ એજ્યુકેશનના પ્રમુખપદે સર અર્સકિન પેરી આવતાં, તેમણે અગાઉની દેશી ભાષા શિક્ષણની પ્રથા જે માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટને પાડી હતી તે બદલી એ નવું શિક્ષણ ઇંગ્રેજીદ્વારા આપવાનો નિર્ણય કર્યો, એમ જણાવીને કે એ નવો તૈયાર થયેલો શિક્ષિત વર્ગ રફતે રફતે એમના જ્ઞાનનો લાભ જનસમૂહને આપશે જ.

એમણે દર્શાવેલા બંને અભિપ્રાયો અંતમાં ખોટા પડ્યા છે, અને તેનો ભારે ભોગ આપણી પ્રજાને આપવો પડ્યો છે. જેને સર અર્સકિન પેરી downward filtration, કહે છે-ધીમે ધીમે જ્ઞાનનો પ્રવાહ નીચલા ભાગમાં ઉતરશે, એ તેની માન્યતા ખોટી પડી છે; પ્રજા જીવનમાં નવ શિક્ષિત અને જનસમૂહ વચ્ચે ખરી રીતે મ્હોટો ગાળો પડી ગયેલો માલુમ પડે છે; અને ભણેલાંઓની એક નવી જ્ઞાતિ જ ઉદ્ભવવા પામી છે, એમ કહેવું અતિશયોક્તિભર્યું નથી; અને તેના સમર્થનમાં આજની ઘડીએ મુબાઇ ધારાસભાના પ્રમુખ ઑનં. મિ. એ. કે. દેહેલવીએ ફરગ્યુસન કૉલેજના વિદ્યાર્થી સમક્ષ ભાષણ આપતાં, મતદારને કેળવવા સંબંધમાં વિવેચન કરતા જણાવ્યું હતું, કે ગામડાના ખુણામાં પડેલા બંધુને આપણી-દેશની કોઇ સંસ્થા-હજુ પહોંચી શકી નથી.

---

§ "Malcolm was firmly convinced that knowledge of all kinds was diffuseble through the native languages, or that in time at least they could be rendered suitable media of expression for all purpose".

Vernacular Reading Books, Occasional Reports No. 2 by J. G Covernton, p 27.

"All these institutions, as far as I have followed the record of their work, catered so far, for the educated and, therefore, for a very small portion of our vast population, and the most important man at the bottom has unnoticed."

[ Times of India, 10th September 1935.

મધ્યસ્થ પેશ્વાઇ સત્તા દૃઢ અને જોરાવર હતી ત્યાંસુધી મૂળ ચડને તે
વળગી રહ્યા; પણ તેનો પ્રભાવ અને કાબુ નબળા પડતાં, સિંધિ
હોલ્કર, ગાયકવાડ, ભોંસલે વગેરે સરદારો જૂદા પડી ગયા; જો કે તે
પ્રતિ નામની વફાદારી રાખી રહ્યા હતા.

પાછળના એક પ્રકરણમાં આપણે જોયું છે કે મરાઠી રાજ્ય સા
અને પૈસા વિનાનું હતું; અને જે આગેવાનો તેના લશ્કરમાં જોડાતા તે
તેમના લશ્કરી માણસો અને ઘોડા વગેરેના નિર્વાહ અર્થે, ચોક્કસ ઉપજ
જાગીરો અપાતી હતી, જે સરંજામ પદ્ધતિ તરીકે જાણીતી છે. શ્રી શિવ
મહારાજે એ પ્રથાના દોષ નિહાળીને, તેને ઉત્તેજન આપ્યું નહોતું; ૫
તેમની રાજગાદીએ આવનાર ગાદીવારસો નિર્બળ નિવડતાં, આસપાસ
મંડળીને અને આશ્રિતોને જાગીરો અને ઇનામ બક્ષવાનું કામ બહુ વ
પડ્યું હતું અને એ અનિષ્ટ પ્રથા વિષે વિવેચન કરતા રા. સા. સરદેસાઇ
યથાર્થ કહ્યું છે, કે

"It was a beggary of the very worst type, givi
prominence to birth, heredity and prescriptive righ
leaving no room to Government for the recogniti
of fresh merit and individual capacity. All the Ma
the States came to be alienated in this way. Tho
who served and sacrificed themselves, and those w
did not, came to be put on the same level. Th
was the greatest defect of the Saranjami syste
which in no small degree contributed to the ruin
the structure so cleverly created by Shivaji". ×

તે પછી સન ૧૭૬૧ મા પાણીપત્તના યુદ્ધમા અહ્મદશાહ અબ્દાલીના સામે લ
મરાઠાઓની જબરી હાર થઇ, તેમની સત્તાના પાણી ઓસરવા માંડયાં, ચ
તે રાજ્ય ઓગણીસમા સૈકાના અંત સુધી ટકવા પામ્યું એ પણ મહા
સિંધિયા જેવા શમશેર બહાદુર સરદાર અને નાના ફડનવીસ જેવા સમ
મુત્સદ્દીના ઓજસ અને કુનેહને મુખ્યત્વે આભારી હતું; પણ એ એ
જતાં અને બાજીરાવ બીજો જેવો નાલાયક પેશ્વા રાજગાદીએ આવ
પેશ્વાઇનું રહ્યુંસહ્યું તેજ લય પામ્યું હતું.

× The Main Currents of Maratha History, p. 95

એના પિતા રાઘોબાએ કલેશના બીજ વાવ્યાં હતાં; અને બાજીરાવ બીજા માટે કહેવાય છે તે ઉંધે મુખે અવતર્યો હતો; અને સિંધિયા અને હોલ્કર વચ્ચે સર્વોપરિ સત્તા માટે લડત થતાં, એણે અંગ્રેજોનું શરણ લઇ, પેશ્વાઇ સત્તા પર કાયમી કુહાડાનો ઘા કર્યો હતો. એમ બનવાનું કારણ એ હતું કે તે રાજ્યસત્તા ચલાવવાને નાલાયક હતો; જો તેની આસપાસ સારા સલાહકાર અને દાના પુરષો હોત તો કદાચ એ સ્થિતિમા કાંઇ ફેર પડત. પણ નઠારી મંડળીમાથી સારા પરિણામની કેવી રીતે આશા રાખી શકાય?[*]

ગુજરાતમાં મરાઠી સત્તાનો પાયો નાંખવાનો યશ દાભાડે સરદારના મુતાલિક દામાજી ગાયકવાડને છે, પણ એ સત્તા જામે નહિ, તે માટે તેને ઉગતી ચાંપી દેવા પૂનાની પેશ્વા સત્તા કેવા હલકા માર્ગ લેતી તે આપણે અગાઉ જોયું છે. જ્યારે જ્યારે બની શક્યું ત્યારે ત્યારે ગાયકવાડની હકુમતમાંથી પેશ્વાએ ભાગ પડાવેલો છે; એટલું જ નહિ પણ માંડલિક રાજાઓ તરીકે નવો ગાદીવારસ નિમવાનો પ્રસંગ ઉપસ્થિત થતા, તેઓ ગાયકવાડ પાસેથી જેમ બને તેમ ખંડણીની રકમ વધરાવવાનું પણ ચૂકયા નહોતા અને પ્રસંગોપાત ગાયકવાડનો પક્ષ લઇ, કંપની સરકારે, દરમિયાનગીરી કરી તેમને અટકાવ્યા ન હોત તો, પેશ્વાઓ તેમનો કેટલોક મૂલ્ક પણ બથાવી પડયા હોત એ પણ આપણી જાણ બહાર નથી. તેથી તેનું પરિણામ એ આવ્યું કે માહોમાહેની તકરારોમા ત્રીજાને એટલે કે અંગ્રેજોને અંદર નાખતાં, તેમનું પ્રાબલ્ય જામ્યું અને આખરે તેઓ દેશમા સત્તાવાન અને સર્વોપરિ થઇ પડયા હતા.

એ અંગ્રેજો આપણા દેશમાં માત્ર વેપાર અર્થે આવ્યા હતા અને દેશના રાજકારણમાં પડવાનો તેમનો ઇરાદો સરખો નહોતો. તેમનો આશય દેશના રાજકર્તા પાસેથી અમુક પ્રકારની સવડો અને હકો મુખ્યત્વે મેળવવાનો હતો અને તે માટે તેઓ પ્રયત્ન કરતા; પણ તેમણે પ્રથમથી એવી છાપ બેસાડી હતી, કે પોતાનુ રક્ષણ કરવાને તેઓ શક્તિમાન છે, અને પોતાના દેશના ગૌરવ માટે અત્યંત મગરૂર છે.

---

[*] "How could a worthless profligate like Bajirao, surrounded by men of small minds and poor character hold his own against a phalanx of eminent personalities, on the side of the British, the masters of their age?"

The Main Currents of Maratha History, p. 206.

શ્રી શિવાજી મહારાજે સુરત શહેરને બે વાર લૂટ્યું હતું પણ કંપની સરકારની કોઠીને આંચ પહોંચી નહોતી, અને અંગ્રેજોએ અન્યોને રક્ષણ સુદ્ધાં આપ્યું હતું. અને કેપ્ટન બેરટે સુંવાલીના બારા પાસે પોર્ટુગીઝ કાફલાને હરાવ્યા પછી વેપારી આલમમાં પણ અંગ્રેજોની બહાદુરીએ સારી અસર પેદા કરી હતી. તેઓ સ્વાશ્રયી હતા; તેની સાથે તેમની શિષ્ટ અને વ્યવસ્થાશક્તિ પણ એટલાજ ઉંચા પ્રકારની હતી. એક અંગ્રેજ, ભલેને તે ગમે તેવી હલકી પાયરીનો હોય, તો પણ પોતાના દેશને કલંક લાગે એવું કોઈ કામ કરતાં ખંચકાતો, અને તેની પ્રતિષ્ઠા માટે સદા જાગ્રત રહેતો, તે નીચેના ઉતારા પરથી માલુમ પડશેઃ

"He is conscientious in the discharge of his duties. He risks his life in doing this, and whatever may be the trials and temptations of his position, he always remembers that upon him depends the prestige of the British Empire. He may make a fool of himself at the club or the regimental mess, he may gamble, drink, incur debts, and fight, but the moment he is dealing with an Indian

He only knows that not through him
Shall England come to shame". *

આપણે પૂર્વે જોયું છે કે અઢારમા સૈકાના ઉત્તરાર્ધમા ફ્રેંચ અને અંગ્રેજો વચ્ચે યુરોપમાં લડાઈ ચાલતી હતી, તેના પડઘા હિન્દુસ્તાનમાં પણ પડયા હતા, અને તે સમયથી દેશના રાજકારણમાં વચ્ચે પડી, ઉભય પક્ષ એક વા બીજા હરીફોની કુમકે ઉભા રહ્યાં હતા અને એ માર્ગ તેમને હિતાવહ જણાયો, એટલે તેમાં વધુને વધુ ચંચુપ્રવેશ કરવા માંડયો અને તેના પરિણામે તેઓ—અગ્રેજો—બંગાળાની દિવાની મેળવવા શક્તિમાન થયા હતા; અને પશ્ચિમ હિન્દુસ્તાનમા પોતાનું રક્ષણ સારી રીતે કરી શકાય એ ઉદ્દેશથી સુરત અને ભરૂચના બારાઓ શિરજોરીથી હસ્તગત કર્યાં હતાં એમ કહેવામા આપણે તેમને અન્યાય કરતા નથી. પેશ્વાના આંતરિક ઝઘડામાં ઉતરવામા અને રાઘોબાને સહાયતા અને ઉત્તેજન આપવામાં, તેમનો હેતુ તો સાલસેટ ટાપુ મેળવવાનો જ હતો; અને એ ઉદ્દેશમા પણ તેઓ ફાવ્યા હતા.

* A Survey of Anglo-Indian fiction, p. 2.

ગુજરાતમાં તે કાળે મરાઠી સત્તા-પેશ્વા અને ગાયકવાડનું પ્રાબલ્ય હતું; પણ તેમની અંદરની તકરારો અને ઝઘડાઓથી તેમનો વિનાશ થવા પામ્યો હતો; અને અંગ્રેજો દેશમાં પગભર થવામાં અને તેમની સત્તા મજબુત કરવામાં ફાવ્યા તેમાં, સંજોગો તેમને સાનુકૂળ થઇ પડ્યા તેમ તેમની ઉત્તમ વ્યવસ્થાશક્તિ, ઉંચા પ્રકારનું જ્ઞાન અને બુદ્ધિબળ અને શિષ્ટ-discipline નું સુસ્તપણે પાલન, થોડાં સહાયક નહોતાં.

આપણું દેશી લશ્કર બહાદુરીમાં, હિંમતમાં અને સાહસમાં અંગ્રેજ પલટનથી પાછું પડે એમ ન હોતું, પણ તેની મુખ્ય મુશ્કેલી એ હતી કે લશ્કરમાં સારી વ્યવસ્થા નહોતી; તેમજ શિષ્ટ-Discipline-ની ખામી હતી અને તેની સાધનસામગ્રીમાં નવી ઢબનાં હથિયારો નહિ અને દારૂ ગોળાની પણ અછત, તે કારણો પણ આપણા રાજકર્તાઓની શક્તિ મર્યાદિત કરનારા અને તેમને મુંઝવનારા હતાં. તે સિવાય દેશપરદેશની માહિતીનો અભાવ, અને જે કાંઇ જ્ઞાન હતું તે ચોક્કસ અને પુરતું નહિ, અને એ અજ્ઞાનતાને લઇને પણ તેમની મુશ્કેલી વધતી હતી; એ સર્વના ઇલાજરૂપ એકાદ સમર્થ વ્યક્તિ-સરદાર મળી આવ્યો હોત તોપણ તે ઘણીખરી અડચણોને દૂર કરી શકત; પણ દુર્ભાગ્યે એવો કોઇ બહાદુર અને સાહસિક વીર નર પણ મોખરે ન હતો.

આપણા રાજકર્તાઓની એ મુશ્કેલીઓ અને નબળાઇઓને અનુલક્ષીને ગવર્નર જનરલને સર થોમસ મનરોએ પત્ર લખી મોકલતાં જણાવ્યું હતું, કે

"When I consider the weakness of the native states and the character of the chiefs under whose sway they now are, I see little chance of a protracted resistance from them They have not force to turn our armies and lengthen out the contest by a predatory invasion of our territories. They may run ahead for a few days but will have no time to rest or plunder. They will be exhausted and overtaken. It is not that they want resources, that they have not men and horses, but that there is no one amongst them possessed of those superior talents which are necessary to direct them to advantage". +

+ The Main Currents of Maratha History, p. 224

આ પ્રમાણે રાજકર્તાઓમાં માંહોમાંહેના દ્વેષ ને ઇર્ષ્યા, તેમનામાં સંપની ખામી અને સંગઠ્ઠનનો અભાવ, આગેવાન નાયકની ગેરહાજરી, તેમની નબળાઇ અને હલકાઇ, વ્યવસ્થા અને શિષ્ટની ઉણપ, દેશસ્થિતિ અને પરિસ્થિતિ વિષે ભૂલભરેલું અપૂર્ણ જ્ઞાન વા અજ્ઞાનતા, એ સંજોગોમાં મરાઠી સત્તાનો નાશ ન થાય તો બીજું શું સંભવે ?

આપણે હવે અંગ્રેજોનો વિજય કેમ પ્રાપ્ત થયો તેનાં કારણો જોઇએ. શ્રીયુત કેલકરે તે નીચે પ્રમાણે નોંધ્યાં છેઃ—

(૧) શિષ્ટ અને વ્યવસ્થા;
(૨) શાન્ત સ્વભાવ અને દીર્ઘદૃષ્ટિ;
(૩) મક્કમ નિશ્ચય અને ચિવટપણું;
(૪) સ્વદેશાભિમાન અને રાષ્ટ્ર ગૌરવ માટે મમત્વ; અને
(૫) લોકોત્તર કર્ત્તવ્યનિષ્ઠા.

અને જેઓ ઇગ્લાંડના ઇતિહાસથી થોડાઘણા પરિચિત છે, તેઓ સ્વીકારશે કે અંગ્રેજોની પ્રકૃતિનું પૃથક્કરણ ઉપર કરવામાં આવ્યું છે તે વાસ્તવિક છે.

આપણા રાજકર્તાઓ, જેઓ નબળા, મતલબી અને ટુંકી નજરના હતા એવાને હરાવવા અને તેમની સત્તા હસ્તગત કરવી એમાં સામાન્ય દૃષ્ટિએ કાંઇ વિશેષ કે મહત્વનું નહિ જણાય; પણ આપણે જ્યારે પરિસ્થિતિનો વિચાર કરીએ છીએ ત્યારે તેમની મહત્તા માલુમ પડે છે, કે તેઓ પરદેશી હતા, અપરિચિત મુલક અને મનુષ્યમાં આવી વસ્યા હતા, સ્થાનિક રાહરસમ અને કાયદાકાનુનથી પૂરા અજ્ઞાન હતા, તેમની સંખ્યા પણ અલ્પ હતી, તદુપરાત તેમનું રાજ્ય ૭ હજાર માઇલ દૂર હતું એટલું જ નહિ પણ યુરોપીય બીજી પ્રજાઓ, તેમની સાથે સ્પર્ધામાં ઉતરી હતી, અને યુરોપમાં તેમના વચ્ચે યુદ્ધ ચાલુ હતું તેમ છતાં અનેક મુસિબતો અને સંકટોને વટાવી અંગ્રેજો યશસ્વી નિવડયા તેમજ તેમના હરિફો-પોર્ટુગીઝ, ડચ અને ફ્રેન્ચોને હિન્દમાંથી સદાને સાફ ટાળ્યા, તે એ પ્રજા માટે ખચિત અભિનંદનીય છે. એ યશ મળવાનુ મુખ્ય કારણ એમનો ઉપર વર્ણવેલો જાતિ સ્વભાવ છે. એમની પ્રકૃતિના એ ઉત્તમ સદ્ગુણોને લઇને આજે પણ જગતના રાષ્ટ્રોમા તેમનુ સ્થાન મ્હોટું તેમ ઉંચું રહેલું છે.

તેમના સ્વભાવનો પાંચમો અંશ લોકોત્તર કર્તવ્યનિષ્ઠા, જેને આપણે લોકોપકારી પ્રવૃત્તિ તરીકે વર્ણવીશું, તે એકલાનો વિચાર કરીશું તોપણ

આપણે જોઈ શકીશુ કે કાઠિયાવાડમા તેમની સત્તા સ્થપાઇ નહોતી, ગાયકવાડ ના મુતાલિક તરીકે તેઓ મુનકગીરીના પ્રશ્નનો નિકાલ કરવા સારૂ ગયા હતા, સામાજીક કાર્યોમા માથુ મારવુ એ બહુ વિકટ અને કઠિન કાર્ય છે, તેમા મ્હોટું જોખમ સમાયવુ હોય છે, તેની પરવા ન કરતાં કર્નલ વોકરે સન ૧૮૦૫-૦૬ મા કાઠિયાવાડના રજપુતોમા, ખાસ કરીને છોકરીઓને દુધપીતી કરવાનો અમાનુષી રિવાજ પ્રચલિત હતો, તે અટકાવવા કાઇ કાંઈ પ્રયત્નો કર્યા હતા અને તે કામ સારૂ અગન દમાણુ અને લાગવગ લગાડવા સુદ્ધાંત તેઓ ચુકયા નહોતા તેવી રીતે સતીનો ચાલ બંધ પાડવામા, વિધવા વિવાહનો કાયદો પસાર કરવામા, તેમ ગુનામી વેપારની પ્રથાનો નાશ કરવામા કોઇને યશ આપી શકાય તો તે અગ્રેજ પ્રજાને સર્વથા ઘટે છે તે પ્રવૃત્તિ એમના સ્વભાવના સાત્વિક અંશોનું પ્રદર્શન કરે છે દેશીઓને કેળવણી આપવાનો તેમણે પ્રબંધ કર્યો તેમા પણ એજ ઉચ્ચ આશયનું દર્શન થાય છે

અગ્રેજ રાજસત્તા આપણા પ્રાન્તમા સ્થાપિત થતા, અગ્રેજોએ પહેલવહેલું કાર્ય દેશમા સુલેહશાન્તિ ફેલાવવાનું અને કાયદાકાનુનથી વ્યવસ્થા આણવાનું કર્યું હતુ અને તે કાર્ય સરલ રાજવહિવટની દૃષ્ટિએ અગત્યનું હતું, તેટલું પ્રજાના હિતનું હતું, અને તે પ્રતિ લક્ષ દોરતા, કવિ દલપતરામે ગાયુ હતું, કે

> "નૃપ રૈયતને લૂટતા, વળી તસ્કરની જાત,
> વાડ ખેતરો ખાય ત્યા વનચરની શી વાત !
> કેમ સુઝે વિદ્યા કળા, પ્રતિદિન જ્યા ગભરાટ,
> વરૂઓ જ્યા વિંટી વળે, કેમ સુઝે શુભ વાટ.
>
> × × × ×
>
> વિસર્યા વિક્રમ ભોજ નૃપ, વિસર્યું રઘુકુળ રાજ,
> થયુ નથી થાશે નહીં, એવુ રાજ્ય છે આજ
> કર્મ કરે તે ભોગવે, સર્વ બીજાને સુખ,
> કુકર્મ જમણો કર કરે, ડાબાને નહિ દુખ
> એવુ છે આ રાજ્યમા, સર્વ પ્રજાને આજ,
> તે કારણ સૌકો કહે, નિશ્ચય નેકી રાજ "*

* જુઓ દલપત કાવ્ય ભા ૨ રાજ્ય પ્રશસા, પૃ ૧

અંગ્રેજોએ આરંભેલા જનકલ્યાણ અને સુધારાનાં કાર્યો, ચાલુ રૂઢિ અને પ્રચલિત આચારવિચારની વિરૂદ્ધનાં હતાં, તેથી અજ્ઞાન વર્ગ તેનો વિરોધ કરે અને પરધર્મમાં વટલી જનારનો, તેની સંયુક્ત કૌટુંબિક મિલ્કત પર હક્ક કાયદાથી કાયમ કર્યો ત્યારે જનતામાં ખળભળાટ થાય એ સ્વાભાવિક હતું. પણ ખરી ઉશ્કેરણી તો લૉર્ડ ડેલહાઉસીની રાજકીય નીતિથી ઉદ્ભવવા પામી હતી. તેણે દેશી રાજાઓને દત્તક પુત્ર લેવાની મના કરી, તેમનો મુલક કંપની સરકારના રાજ્યમાં જોડી દેવા માંડયો ત્યારે સર્વત્ર પુષ્કળ અસંતોષ વધી પડયો હતો.

તદ્દુપરાંત દેશી લશ્કરમાં એક વા બીજા કારણે ઊહાપોહ ઉત્પન્ન થવા પામ્યો હતો, તેમાં ઉપરનાં કારણો ભેગાં મળતા અને ધર્મનો વિચ્છેદ થાય છે, એવી દહેશત જાગતાં, સન ૧૮૫૭માં મ્હોટું બંડ થયું હતું.× તે મુખ્યત્વે ઉત્તર હિન્દુસ્તાનમાં અને બંગાળા તરફ વિશેષ જોરમાં ફાટી નિકળ્યું હતું. ગુજરાતમાં તો બહુધા શાન્તિ રહી હતી; વડોદરાના ગાયકવાડ અંગ્રેજ મિત્રોને વફાદાર રહ્યા હતા, તોપણ એ કાળે પ્રજા અને ગોરા લોક ઉભય ખુન્નસે ચઢયા હતા; તેના પરિણામે સેંકડો સ્ત્રી પુરુષો માર્યા ગયાં હતાં.

એ બનાવ વિષે ઘણું સાહિત્ય બહાર પડેલું છે; પણ તેના ગુણદોષના સંબંધમાં મતભેદ રહેવાનો જ; તથાપિ એટલું સંતોષકારક છે કે હમણાં હમણાં હિન્દી દૃષ્ટિએ તે પ્રશ્ન વિચારાઈ તેને ઘટતો ન્યાય આપવાનો અંગ્રેજ લેખકો તરફથી પ્રયત્ન થયો છે, જેમકે એડવર્ડ થોમ્પસનનું પુસ્તક 'ઢાલની બીજી બાજુ' The other side of the Medal અને કેમ્બ્રિજ હિસ્ટરીના લેખકે, એટલું કબૂલ્યું છે, કે

"The blot on British conduct does not lie in the military punishments which were exacted, but in the conduct of a number of officers who took a bloody revenge upon guilty and innocent alike".*

× "As Dinkar Rao observed later, the cartridges provided merely the occasion of the mutiny. The real cause lay in popular discontent, reflected in the army".

( The Cambridge Shorter History of India, p 738 ).

*(The Cambridge Shorter History of India, p 751. )

પરંતુ મુખ્ય સત્તાધીશોએ તે કાર્યમાં સમતોલપણું સાચવ્યું હતું. તેમણે વૈરવૃત્તિ સંતોષવાનો યત્ન ન કરતાં, સઘળું ફરીકામ પડે અને દેશમાં પાછી શાન્તિ પ્રસરે એમ ઇચ્છ્યું હતું; અને તે કારણે ગુન્હેગારોને મ્હોટા પાયા પર માફી બક્ષી હતી. તેમના એવા દયાળુ વર્તનને લઇને ગવર્નર જનરલ કેનિંગ દયાળુ કેનિંગ, Canning the merciful કહેવાયો હતો અને વધારે આશ્વાસન આપનારું તો મહારાણી વિક્ટોરિયાનું જાહેરનામું હતું. તેનો મુસદ્દો મહારાણી સમક્ષ સહી માટે રજુ થતાં તેમાંનો જે ભાગ પસંદ ન પડ્યો તે તેમણે છેકી નાંખી, સ્ત્રી હૃદયને સુલભ અને પ્રિય એવું કેટલુંક લખાણ નવું ઉમેર્યું હતું અને તે લખાણ સાચા હૃદય અને ઉત્કૃષ્ટ લાગણીનું હોઇને હિન્દી પ્રજા તે લેખને પ્રજા હક્કના એક ચાર્ટર-દસ્તાવેજ તરીકે ગણે છે.

તે દિવસથી હિન્દનું રાજતંત્ર કંપની સરકાર પાસેથી જઇને તાજ હસ્તક આવ્યું; એ રાજકીય ફેરફાર પર અમે બહુ ભાર નહિ મૂકીએ.

પણ એ બળવાના વર્ષમાં કંપની સરકારે હિંદના ત્રણ ઇલાકાઓમાં ત્રણ યુનિવર્સિટીઓ–કલકત્તા, મુંબઇ અને મદ્રાસ–સ્થાપીને, સમાજજીવનમાં પ્રચંડ પરિવર્તન આણ્યું છે, તેની નોંધ અવશ્ય કરવી જોઇએ છીએ.

યુનિવર્સિટીના શિક્ષણના પ્રતાપે આપણે નવજીવન પામ્યા છીએ; એટલુંજ નહિ પણ પૂર્વે નહિ એવી વ્યક્તિ સ્વાતંત્ર્યની ભાવના આપણામાં ખીલી છે, રાષ્ટ્ર માટે મમત્વ બંધાવા માંડયું છે; જો કે પૂર્વે એકતાની ભાવના હતી પણ વાણી સ્વાતંત્ર્ય એ નવી કેળવણીની જ બક્ષિસ છે.

વધુમાં શબ્દ પ્રામાણ્ય પર અગાઉ ખાસ ભાર મુકાતો તે દૂર થઇને બુદ્ધિને જીવનમા પ્રાધાન્ય મળ્યું છે, એ સૌથી મહત્વની પ્રાપ્તિ છે.

સંક્ષેપમાં વિચાર સ્વાતંત્ર્ય, વ્યક્તિ વિકાસ, રાષ્ટ્રીય ભાવના અને બુદ્ધિવાદ એ નવી કેળવણીનાં મિષ્ટ ફળો છે, અને તે માટે આપણે નવી સ્થપાયલી યુનિવર્સિટીને, અંગ્રેજી સાહિત્ય, ઇતિહાસ અને સંસ્કૃતિને મુખ્યત્વે આભારી છીએ. નવા અંગ્રેજી રાજ્ય અમલનો આપણા પર એ જેવો તેવો ઉપકાર નથી.



## સાલવારી

ઇ. સ. ૧૮૦૦ શ્રી સહેજાનંદ સ્વામી લોજ ગામે ( સોરઠમાં ) પધાર્યા.
સુરતના નવાબનું મૃત્યુ. સુરતનો વહિવટ કંપની હસ્તક આવ્યો.
આબા સેલુકર કેદ પકડાયો.
નાના ફડનવીસનું મૃત્યુ.
ગોવિંદરાવ ગાયકવાડનું મૃત્યુ.
નિઝામ સાથે સાહ્યકારી સંધી.

,, ,, ૧૮૦૧ શ્રી સહેજાનંદ સ્વામીએ દીક્ષા લીધી.
હોલ્કર અને સિંધિયા વચ્ચે લડાઇ.

,, ,, ૧૮૦૨ વસઇનું તહનામું.
જાગીરદાર મલ્હારરાવને કઠી પાસે હરાવ્યો અને કેદ કર્યો.
બાજીરાવ બીજો પેશ્વા-અંગ્રેજોને શરણે ગયો.
કચ્છમાં બળવો; વડોદરામાં આરબોનું તોફાન.

,, ,, ૧૮૦૩ લલ્લુલાલજીએ પ્રેમસાગર હિંદીમાં રચ્યું.
વેલિંગ્ટને ભરુચ, ચાંપાનેર અને પાવાગઢ લીધાં.

,, ,, ૧૮૦૪ જેતલપુરમાં શ્રી સહેજાનંદ સ્વામીએ રૂદ્રયાગ કર્યો.
મુંબાઇની એશિયાટિક સોસાઇટીની સ્થાપના.
સુરતમાં દુકાળ.
ગાયકવાડ સાથે સાહ્યકારી સંધી.

,, ,, ૧૮૦૫ દિવાન રણછોડજીએ નવાબ થકી પેશકશ ઉઘરાવી.
લોર્ડ કોર્નવાલીસ ગવર્નર જનરલ નિમાયા.

,, ,, ૧૮૦૬ મુંબાઇની લિટરરી સોસાઇટીએ જુદી જુદી ભાષાઓનો શબ્દ સંગ્રહ તુલનાત્મક અભ્યાસ માટે તૈયાર કરાવવાની યોજના ઘડી.

,, ,, ૧૮૦૭ અર્લ ઑવ મિન્ટો ગવર્નર જનરલ.
કાઠિયાવાડમાં મુલકગીરી બંધ પાડવા કર્નલ વૉકરનો પ્રયાસ.

,, ,, ૧૮૦૮ ડ્રમંડ રચિત ગુજરાતી ભાષાનો શબ્દ સંગ્રહ અને વ્યાકરણ.
પ્રતાપસિંહ સતારાની ગાદીએ.

,, ,, ૧૮૦૯ દુર્ગારામ મહેતાજીનો જન્મ.

,, ,, ૧૮૧૦ સુરતમાં રેલ.
માંડવીમાં હુલ્લડ, માહાદીનું પ્રાકટ્ય.

ઈ. સ. ૧૮૧૨ ત્રણ દરવાજા પરનો શિલાલેખ—છોકરાઓની જેમ છોકરીઓને
વારસો મળે તે માટેની માગણી.
કાન્હોજી ગાયકવાડ કેદ પકડાય છે.
મહીકાંઠાના ઠાકોરો ગાયકવાડને ખંડણી આપવાનું કબુલે છે.

" " ૧૮૧૩ મ્હોટો દુકાળ.
ઈસ્ટ ઇંડિયા કંપનીને હિન્દમાં વેપાર કરવાની બંધી.
લૉર્ડ હેસ્ટિંગ્સ ગવર્નર જનરલ.

" " ૧૮૧૪ નગરશેઠ વખતચંદનું મૃત્યુ.
ગંગાધર શાસ્ત્રી, પેશ્વા અને ગાયકવાડ વચ્ચેની માંગણીની
રકમનો હિસાબ નક્કી કરવા પુના જાય છે.
નેપાળ વિગ્રહ.

" " ગંગાધર શાસ્ત્રીનું પંઢરપુરમાં ખુન.
ઓખામંડળ બ્રિટિશો હસ્તક આવ્યું.
વોટરલુની લડાઇ.

" " ૧૮૧૬ અમદાવાદમા ચાડીઆઓનું તોફાન.
ત્રિંબકજી ડેંગલે જેલમાથી નાસી છૂટે છે.

" " ૧૮૧૭ પુનાના કરાર બાજીરાવ બીજા સાથે.
ખડકીની લડાઇ.
ગાયકવાડ સાથે કરાર.
ત્રીજા મરાઠા વિગ્રહનો અંત.
પીંઢારાઓને તાબે કર્યા.

" " ૧૮૧૮ બાજીરાવ બીજા પેશ્વાને પદભ્રષ્ટ કર્યો.
ભોગીલાલ પ્રાણવલ્લભદાસનો જન્મ.
કળિકાળનો ગરબો, કૃષ્ણરામ મહારાજકૃત.

" " ૧૮૧૯ ગુજરાત કચ્છમાં ધરતીકંપ
આનંદરાવ ગાયકવાડનું મૃત્યુ.

" " ૧૮૨૦ હિંદી સ્કુલ અને સ્કુલ બુક સોસાઇટીની સ્થાપના.
દલપતરામનો જન્મ.
વાઘેરોનો બળવો.

ઈ. સ. ૧૮૨૧ પૂના સંસ્કૃત કૉલેજની સ્થાપના.
'સમાચાર દર્પણ' કલકત્તામાં પહેલું દેશી વર્તમાનપત્ર.
નેપોલિયનનું મૃત્યુ.

" " ૧૮૨૨ શેઠ સુંદરજી શિવજીનું મૃત્યુ.
સુરતમાં મોટી રેલ.
ત્રવાડી શ્રીકૃષ્ણ અર્જુનનું મૃત્યુ.
નેટીવ એજ્યુકેશન સોસાયટીની સ્થાપના—મુંબાઈ.
મણિશંકર કીકાણીનો જન્મ.

" " ૧૮૨૩ રણછોડલાલ છોટાલાલનો જન્મ.
ભોળાનાથ સારાભાઈનો જન્મ.

" " ૧૮૨૪ સુરતમાં પહેલવહેલું પુસ્તકાલય.
બર્મી વિગ્રહ.
મુંબાઈમાં દુકાળ.

" " ૧૮૨૫ અરદેશર કોટવાળ બહાદુરનું જાહેર સન્માન.

" " ૧૮૨૬ સુરતમાં પહેલવહેલી ગુજરાતી શાળા.

" " ૧૮૨૭ દેશીઓને જ્યુરર તરીકે લેવાનો ઠરાવ.
લૉર્ડ એલ્ફીન્સ્ટન ગવર્નર તરીકે છૂટા થયા.

" " ૧૮૨૮ લૉર્ડ વિલિયમ બેન્ટિક ગવર્નર જનરલ.
બ્રહ્મોસમાજની સ્થાપના.

" " ૧૮૨૯ સતીનો ચાલ બંધ પડ્યો.
મહીપતરામનો જન્મ.

" " ૧૮૩૦ સ્વામી શ્રી સહજાનંદજી લીલા કરી ગયા.
બોરઘાટ ખુલ્લો મૂકાયો.
રાજા રામમોહનરાય વિલાયત ગયા.

" " ૧૮૩૨ સામળદાસ દેસાઈ વિલાયત ગયા.
કરસનદાસ મૂળજીનો જન્મ.
મુંબાઈમાં પારસી હિન્દુનું હુલ્લડ.
ઇંગ્લાંડમાં રીફોર્મ બીલ પાસ થયું.

ઈ. સ. ૧૮૩૩ ઈસ્ટ ઈંડીઆ કંપની વેપારી મંડળી તરીકે બંધ પડી.
ગુલામીની પ્રથા બંધ કરવામાં આવી.
કવિ નર્મદાશંકરનો જન્મ.
" " ૧૮૩૪ આસામમાં ચાહ ઉગાડવાના પ્રયત્નો થવા મંડયા.
" " ૧૮૩૫ એલ્ફીન્સ્ટન ઈન્સ્ટીટ્યુશનની સ્થાપના.
છાપખાનાના છૂટાપણાનો કાયદો પાસ થયો.
નંદશંકરનો જન્મ.
" " ૧૮૩૬ નવલરામનો જન્મ.
" " ૧૮૩૭ સુરતમા મ્હોટી આગ.
મુંબાઇ બેંકની સ્થાપના.
અફઘાન, શિખ, અને સિંધ સાથેની લડાઇઓ
(સન ૧૮૩૭થી ૧૮૪૯)
" " ૧૮૩૯ રણજીતસિંહનું મૃત્યુ.
સતારાના પ્રતાપસિંહને પદભ્રષ્ટ કર્યો.
" " ૧૮૪૦ બોર્ડ ઑવ એજ્યુકેશન સ્થપાયું.
" " ૧૮૪૧ મુંબાઈ એશિયાટિક સોસાઇટીનું જર્નલ પ્રસિદ્ધ થવા માંડ્યું.
રણછોડજી દિવાનનું મૃત્યુ.
" " ૧૮૪૨ સુરતમા ઇંગ્રેજી સ્કુલની સ્થાપના.
" " ૧૮૪૩ મીઠા ઉપર ટેક્સ, સુરતમા હડતાલ,
સિંધનું જોડાણ.
" " ૧૮૪૪ માનવધર્મ સભાની સ્થાપના.
" " અમદાવાદમા ઇંગ્રેજી સ્કુલની સ્થાપના.
નોર્મલ ક્લાસની સ્થાપના.
શિખ વિગ્રહ.
" " ૧૮૪૭ ગણપતરાવ ગાયકવાડ.
રણછોડલાલ છોટાલાલે મીલ કાઢવા પ્રયત્ન કર્યો.
.૮૪૮ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની સ્થાપના.
" લૉર્ડ ડેલ્હાઉસી ગવર્નર જનરલ તરીકે.
" " ૧૮૪૯ ગુ. વ સોસાઇટી તરફથી ગુજરાતમા પહેલવહેલું વર્તમાનપત્ર
અને નેટીવ પુસ્તકાલય.
પંજાબનું જોડાણ.
સતારાનું જોડાણ.

ઇ. સ. ૧૮૫૦ બુદ્ધિપ્રકાશ નિકળ્યું–વિદ્યાભ્યાસક મંડળી તરફથી.
એફ્રેસ લાઇબ્રેરીની સ્થાપના.

" " ૧૮૫૧ અમદાવાદનો ઇતિહાસ, મગનલાલ વખતચંદકૃત.
ગુજરાતનો ઇતિહાસ, એદલજી ડોસાભાઇરચિત.
પારસી મુસ્લિમ હુલ્લડ મુંબાઇમા.

" " ૧૮૫૨ કવિ દયારામનું અવસાન.
બાજીરાવ બીજો પેશ્વા બિઠુરમાં મૃત્યુ પામ્યો.

" " ૧૮૫૩ મુંબઇથી થાણા રેલ્વેની શરૂઆત.
દેશાટન વિષે નિબંધ, કરસનદાસ મૂળજી લિખિત.
સસ્તા પોસ્ટલ દરો અને ટેલિગ્રામ.

" " ૧૮૫૪ હિન્દની કેળવણી વિષે સર ચાર્લ્સ વુડનો ખરીતો.
બુદ્ધિપ્રકાશ સોસાઇટી હસ્તક આવ્યું.
કવિ દલપતરામ સોસાઇટીમા જોડાયા.
ક્રિમિયન લડાઇ.
મુલ્લાં ફિરોજ મદ્રેસા મુંબઈમાં સ્થપાઈ.

" " ૧૮૫૫ મુંબઇ ઇલાકાનું કેળવણી ખાતું સ્થપાયું.
સત્યપ્રકાશનું પ્રકાશન.

" " ૧૮૫૬ બુદ્ધિવર્ધક માસિક.
ગણપતરાવ ગાયકવાડનું મૃત્યુ.
બીજો બર્મા વિગ્રહ.
લૉર્ડ કેનિંગ ગવર્નર જનરલ
ઔધનું જોડાણ.

" " ૧૮૫૭ સિપાઇઓનો બળવો.
" " મુંબાઈ યુનિવરસીટીની સ્થાપના.

# ગ્રંથસૂચી


અમદાવાદનો ઇતિહાસ–કર્તા, મગનલાલ વખતચંદ,
અરદેશર કોટવાળનું ચરિત્ર–કર્તા, 'બે'
અહેવાલે અરદેશર કોટવાળ બહાદુર, કર્તા–ધનબાઈ વાડીઆ,
આશારામ શાહ અને તેમનો સમય–સંપાદક, શ્રીયુત મૂળચંદ આશારામ શાહ
ઐતિહાસિક રાસ સંગ્રહ ભા. ૧–સંપાદક, મુનિશ્રી જિનવિજયજી
અંગ્રેજી ગુજરાતી વોકેબ્યુલરી, સન ૧૮૪૧
ઈલા કાવ્ય, કર્તા–શ્રીયુત ચંદ્રવદન ચિમનલાલ મહેતા
ઇંગ્લિશ ટિચર–સન ૧૮૩૭
કચ્છ દેશનો ઇતિહાસ–કર્તા, આત્મારામ કેશવજી
કચ્છનું વેપાર તંત્ર–કર્તા, શ્રીયુત ડુંગરશી ધરમશી સંપટ
કુસુમમાળા–શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથ
ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ–કર્તા, રા. બા. ગોવિન્દભાઈ હાથી
ગુજરાત કાઠિયાવાડની વાર્તા ભા. ૧–૨ પ્ર. ક. ગુ સોસાઇટી
ગુજરાતી વ્યાકરણ–કર્તા, મરે–સન ૧૮૨૨
ગુલામી વેપાર–જ્ઞાનવર્ધક ગ્રંથમાળા,
ગ્રંથ અને ગ્રંથકાર, પુ. ૪ પ્રકાશક, ગુ. વ. સોસાઇટી
તીર્થયાત્રાનું દિગ્દર્શન–કર્તા શ્રીયુત લલ્લુભાઈ કાનિદાસ પંડ્યા
દલપતરામ ચરિત્ર પૂર્વાર્ધ–કર્તા, કવિ ન્હાનાલાલ દલપતરામ
દલપત કાવ્ય ભા. ૨, દલપતરામ ડાહ્યાભાઈ પ્ર. ક. ગુ. વ. સોસાઇટી
દુકાળ વિષે નિબંધ–કર્તા, એદલજી જમશેદજી મોદી
દુકાળ વિષે નિબંધ–કર્તા, કવિ જેસીંગભાઇ ત્રિકમભાઈ
નર્મગદ્ય–કવિ નર્મદાશંકર
નવસારી પ્રાંતની કાળીપરજ–કર્તા, શ્રીયુત પ્રેમાનંદ ધોળીદાસ
નંદશંકર ચરિત્ર–કર્તા શ્રીયુત વિનાયક નંદશંકર મહેતા
પારસી પ્રકાશ વૉ. ૧–સંપાદક બમનજી બહેરામજી
પ્રાચીન હિન્દમા સંઘજીવન અનુ શ્રીયુત ભરતરામ ભાનુસુખરામ મહેતા
ફાંસીગર એક અદ્‌ભુત કથા,–અનુ. "નિમકસાર"
લૉર્ડ બેન્ટિક, અનુ શ્રીયુત હીરાલાલ ડાહ્યાભાઈ નાણાવટી

ભરુચ શહેરનો ઇતિહાસ કર્તા, ગણપતરામ હિંમતરામ
મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ અનુ. શ્રીયુત જયંતિલાલ આચાર્ય
મુંબાઇની હિંદ નિશાળ અને નિશાળ પુસ્તક મંડળી પ્રસિદ્ધિ પત્ર
રસગંગા–કર્તા વૃજલાલ કાલિદાસ, સંપાદક શ્રી. શંકરલાલ ગૌરીશંકર શાસ્ત્રી
રાસમાળા ( ફાર્બસ સાહેબ રચિત ) અનુ. દી. બા. રણછોડભાઇ ઉદયરામ
વડોદરાના રાજ્યકર્તા, અનુ. ઇશ્વરદાસ ઇચ્છારામ મશરૂવાળા
વર્ણવ્યવસ્થા કર્તા, મહાત્મા ગાંધીજી
વિધવાવિવાહ અનુ. શ્રીયુત લાલશંકર ઉમિયાશંકર
શ્રી સહજાનંદ સ્વામીનું ચરિત્ર–કર્તા, કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા
શ્રી સદ્દગુરુ ચરિત્ર–કર્તા શ્રીયુત ત્રિભુવન ગૌ. વ્યાસ
સુરતની મુખ્તેસર હકીકત કર્તા, કવિ નર્મદાશંકર લાલશંકર
સુંદર સોદાગર, કર્તા સ્વ. દલપતરામ પ્રા. ખખ્ખર
હિન્દુ રાજ્ય વ્યવસ્થા–અનુ. શ્રીયુત ચંપકલાલ લાલભાઇ મહેતા

## અંગ્રેજી

The Administration of Marathas by Sen.
Baroda State Gazetteer in 2 Vols. by R. B. Govinbhai.
Baroda Gazetteer ( Bombay Gazetteer Series ).
Bombay Gazetteer Vol. IX, Part I.
Baroda State Historical Records edited by Mr. Gupte.
Cities of Gurjararashtra by Briggs.
The Cambridge Shorter History of India.
The English in India by Marriot.
The Education of India by Arthur Mayhew.
Education in India by K. H. Vakil.
Education and Statesmanship in India by H. R. James.
English Gujarati Dictionary by Ranina and Moos.
Grammer of the Gujarati Language by William Clarksoon.
Gujarati English Dictionary 1846 by Mirza Cauzim.
Gujarati Grammer and Vocabulary by Dr. Drummnd.
A Hisitory of British India by P. E Roberts.

High Caste Hindu Women by Pandita Ramabai.
History of Village Communities in Western India by Prof. A. S. Altekar.
History of English Education in India by Syed Mahmood.
Indian Culture through the Ages Vol. I by Prof. Venkateshwar.
Indian Social Reform edited by C. Y. Chintamani.
Indian Caste System a study by C. Hayavadan Rao.
Ilbert's Government of India Act.
Indian Caste by Rev. Dr. Wilson.
Legal Aspects of Social Reform by Appa Swami.
Local Self-Government in Ancient India by Prof. Radhakumud Mukerji.
The Land and Life of India by Margaret Read.
*The Middle Ages by E. B. Osborn.*
The Main Currents of Maratha History by R. S. G. S. Sardesai.
The Nature of Religion by Peterson.
Occasional Reports No. 2, Vernacular Reading Books in the Bombay Presidency.
The Philosophy of the Good Life by Bishop Gore.
Rise and Fulfillment of the British Rule in India by Garrett & Thompson.
Rural India by Mukhatyar Singh Chaudhray.
Studies in the History of Gujarat by Prof. M. S. Commissariat.
Selections from the Records of Bombay Government No. 39, New Series Pt. 2 on Infanticide.
Sattee by E. Thompson.
Sleeman's Rambles & Recollections.
Slavery by Lady Simon.

Slavery in British India by Banaji.

Survey of Anglo Indian fiction. by Bhupal Sing.

Transactions of the Literary Society of Bombay Vol. I-II-III.

Text-Book of Modern Indian History Vol. I to II by Sarkar & Datta.

### મરાઠી

મરાઠે આણિ અંગ્રેજ, કર્તા નરસિંહ ચિંતામણુ કેલકર

માવલંકર ઘરાણ્યાચા ઇતિહાસ ઉત્તરાર્ધ ખંડ ૨ સંપાદક રા. સા. ગો. સ. સરદેસાઇ

### ગુજરાતી માસિકો, વર્તમાનપત્રો

કૌમુદી, જુલાઇ સન ૧૯૩૫

ગુજરાતીનો દિવાળી અંક, સન. ૧૯૨૧

ગુજરાત મિત્ર અને ગુજરાત દર્પણુ હીરક મહોત્સવ અંક, સન ૧૯૨૩

દશાલાડ પત્રિકા રજત મહોત્સવ ખાસ અંક, ઓગસ્ટ સન ૧૯૩૫

દેશી રાજ્ય, જુન સન ૧૯૩૫

નવ ગુજરાત, ૨૯ મી એપ્રિલ ૧૯૩૫

પ્રસ્થાન, સં. ૧૯૮૭ ફાલ્ગુન

બુદ્ધિપ્રકાશ, સન. ૧૯૨૭

યુવક, જુન સન ૧૯૩૪

વસન્ત, વર્ષ ૮, અંક ૧, વર્ષ, ૧૫, અંક, ૫.

જ્ઞાનસુધા, સન ૧૯૦૧

જ્ઞાન દિપક, ડિસેમ્બર સન ૧૮૫૭

### અંગ્રેજી માસિકો, વર્તમાનપત્રો

The Calcutta Review, March & July, 1935.

Indian Social Reformer, March 9th 1935.

Indian Culture, January 1935.

Mysore Economical Journal, March 1935.

The New Review, August 1935.

The Servant of India, 31st January 1935.

Sunday Times, 21st April 1935.

# શબ્દ સૂચી